# માનવતા
# ના
# મૂળ સિદ્ધાન્તો




: પ્રકાશક :

માનવ સેવા સંઘ શાખા, રાજકોટ

ગુજરાતી અનુવાદ પ્રકાશન
આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦
વિક્રમ સંવત ૨૦૩૦
વસંતપંચમી
તા. ૨૮-૧-૧૯૭૪

પ્રાપ્તિ સ્થાન
ભગવાનદાસભાઈ પારેખ
સીમેન્ટ હાઉસ
ભક્તિનગર સોસાયટી
રાજકોટ

તથા

માનવ સેવા સંઘ શાખા
ગોવરધનભાઈ રાઠોડ
અંબા ભવન
રજપુતપરા મેઈન રોડ
રાજકોટ-૩૬૦૦૦૧

મુદ્રક :
શ્રી સત્સંગ પ્રિન્ટીંગ પ્રેસ
૧, રજપૂતપરા
રાજકોટ-૩૬૦૦૦૧

## અ નુ ક્ર મ ણિ કા





### ભાષાંતર પ્રસિદ્ધ કરનારની

## પ્રકાશકીય વિજ્ઞપ્તિ

"માનવતાના મૂળ સિદ્ધાંતોની બીજી આવૃત્તિ સર્વાધિકાર માનવ સેવાસંઘે (વૃંદાવન), સુરક્ષિત રાખીને ડીસેમ્બર ૧૯૬૭માં પ્રસિદ્ધ કરેલ છે. તે મૂળ ગ્રંથ હિંદીમાં હોવાથી, માનવસેવાસંઘની રાજકોટની શાખા તરફથી, ગુજરાતી વાંચકો સુખપૂર્વક વાંચી સમજી શકે તે માટે પ્રસિદ્ધ કરવાનો પ્રસ્તાવ શ્રી ભગવાનદાસભાઇ પારેખ તરફથી થતાં તેમની જ ઉદારતા થી એ ગ્રંથનું ભાષાંતર કરીને પ્રસિદ્ધ કરવાનું ઠરાવવામાં આવ્યું. એ ભાષાંતર કરવાનું કાર્ય રાજકોટ શાખાના એક સભ્યશ્રી ભૂપતરાયભાઇ બુચે સહર્ષ સ્વીકાર્યું. શ્રી ભગવાનદાસ ભાઇએ હિંદીમાં પ્રસિદ્ધ કરનાર વૃંદાવનની મુખ્ય સંસ્થા પાસે અનુવાદ પ્રસિદ્ધ કરવાની અનુમતિ મેળવવા પત્ર લખ્યો. તેના પ્રત્યુત્તર તરીકે સંસ્થાએ તા ૪-૫-૭૩ના પત્રથી અનુમતિ આપતાં અને થયેલ ભાષાંતરની ગુજરાતી લેખીત પ્રત માનવસેવાસંઘ ગુજરાત શાખા તરફથી માન્ય રખાતાં. આ ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થાય છે તે રાજકોટની શાખાનાં અહોભાગ્યનો વિષય છે.

જનતા સમક્ષ આ મૂલ્યવાન પુસ્તિકા રજુ કરતાં રાજકોટની શાખા આનંદ અનુભવે છે.

રાજકોટની શાખાના પ્રમુખ તથા કેન્દ્રિય સંસ્થાના આજીવન સભ્યશ્રી ભગવાનદાસભાઇના ઉત્સાહ પ્રેરણા અને ઉદારતા તથા મુંબઈના સદ્‌ગૃહસ્થ શ્રી બંસીલાલે આ ગ્રંથની અઢીસો પ્રત લેવાનું સ્વીકારવાથી આ પુસ્તકની પ્રસિદ્ધિમાં ઘણી સહાયતા મળી છે જેની સહર્ષ નોંધ લેવી ઘટે છે.

શાખાના આજીવન સભ્યશ્રી ગોવરધનદાસભાઈ રાઠોડે પત્રવ્યવહાર ચલાવીને પ્રુફો તપાસવાની વ્યવસ્થા કરીને અને છાપકામ પણ નિર્વિઘ્ને સમાપ્ત થાય તે માટે તન મન ધનથી શ્રમ લીધો છે તેની પણ નોંધ લેવી આવશ્યક છે.

પ્રકાશક
**માનવ સેવા સંઘ**
**રાજકોટ શાખા.**

વસંતપંચમી ૨૦૩૦
તા. ૨૮-૧-૧૯૭૪

# ભૂમિકા

સૃષ્ટિની રચના વિચિત્ર છે. એકતામાં અનેકતા અને અનેકતા એકતાનું બહુ જ સુંદર સામંજસ્ય છે. માનવ જીવનમાં આવું સામંજસ્ય વળી વિશેષ અદ્દભુત રૂપે ઉપસ્થિત છે. કેટલીક વાતોમાં, તો એવી ભિન્નતા જોવામાં આવે છે કે બે વ્યક્તિ પણ એક સરખી નથી હોતી. આકૃતિ રૂચિ યોગ્યતા તેમજ પરિસ્થિતિના ભેદથી, દરેક વ્યક્તિ પોતાનાં વ્યક્તિત્વની જુદી રસમ હોય એવું અનુભવે છે, પરંતુ કેટલીક વાતોમાં તો તમામ મનુષ્યોમાં, એકતાજ છે, દાખલા તરીકે

૧ આકૃતિ, રૂચિ, યોગ્યતા તેમજ પરિસ્થિતિઓ એક બીજાથી, ભલે ઘણાંએ જૂદાં હોય, પરંતુ સુખદુઃખવાળી વર્તમાન પરિસ્થિતિમાં, સંતોષ કોઈને હોતો નથી. એ દૃષ્ટિએ સર્વ એક છે.

૨ મૃત્યુના ભયથી, અસમર્થતા તથા પરાધીન પણાંની પીડાથી, અને નીરસતાના દુઃખથી સર્વ દુઃખી છે. દુઃખની નિવૃત્તિ, કાયમની શાંતિ, સંપૂર્ણ સ્વાધીનપણું અને નિત્ય નવો નવો રસ, એ સર્વની માંગણી હોય જ છે. એ માંગણી પૂરી ન પડે ત્યાં સૂધી કાંઇક જીવનમાં ઓછાપણું હોય એ ભાવ મટતો નથી. તેથી એવું જણાય છે કે એ ત્રુટિ નિર્મૂળ થાય એની સર્વવ્યક્તિની મૂખ્ય માંગણી યા અંતરેચ્છા હોય છે. એ મૌલિક અંતરેચ્છાની દૃષ્ટિએ માનવ માત્ર એક છે

૩ એ મૌલિક અંતરેચ્છા સંતોષાય એવી શકિત, પ્રકૃતિની રચનાથી જ, માનવ માત્રને મળેલી છે. અને એ અંતરેચ્છા સંતોષવાની શક્તિ અખત્યાર કરવામાં સર્વમાનવો, સમાન રીતે સ્વાધીન જ છે.

૪ એ મૌલિક અંતરેચ્છાની પૂર્તિ કરવાના કાર્યનું જે જીવન છે, તે જીવન પણ સર્વનું એકજ છે.

૫ એવી રીતે આપણે જોઈ શકીશું કે જીવનની કેટલીક બાબતોમાં, એકબીજાથી જૂદાપણું વ્યક્તિઓમાં હોય છે. અને કેટલાંક પાસાંઓમાં આખી દુનિયાનાં વસનારાં માનવો સઘળાં એક છે.

આકાર, રૂચિ, યોગ્યતા, મત, વિચાર, સંપ્રદાય, ભાષા અને રહેણીકરણીના ફેરફારથી જે ભેદભાવ ઉત્પન્ન છે, તેથી માનવ સમાજમાં ઇર્ષ્યા, દ્વેષ અને પરસ્પર તકરારની સ્થિતિપેદા થાય છે. આવી તકરાર અને તેથી થતા સંહારની પરિસ્થિતિ કોઇને સારી તો લાગતી નથી. તેમ છતાં ભેદભાવ રહેવાથી તકરારનો



અંત આવતો નથી. આવા ભેદભાવનો અંત, મનુષ્યમાં જે મૌલિક પ્રેમભાવની એકતા ગુપ્ત રહેલી છે તેના વિકાસથી, શક્ય છે. તેથી માનવની એ મૌલિક, એકતાની આધારશિલા ઉપર માનવદર્શનનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે – માનવ દર્શનનું ઠીક ઠીક જ્ઞાન થઇ જાય ત્યારે અનેકતામાં એકતાનું સ્પષ્ટ દર્શન થાય છે. એમ થવાથી ભેદનો નાશ થાય છે. સંઘર્ષ અને અશાંતિ જે અમાનવતાનાં ચિહ્ન છે, એ અમાનવતાનો નાશ કરવો હોય તો, આપણે માનવજીવનમાં જે અનેક પ્રકારની ભિન્નતા જણાય છે, તેમાં પણ મૌલિક એકતાનો અનુભવ કરીએ.

બીજી વાત એ છે કે, વર્તમાન દુઃખદ અસંતોષ ઉત્પન્ન કરનાર વસ્તુ સ્થિતિને ટાળીને, તેમાંથી ઉન્નતિ સાધવા માટે અને તે દ્વારા આપણું ખરેખરૂં એકતાયુક્ત જીવન જીવવા માટે સાધન નિર્માણનો વિચાર કરવાનો હોય ત્યારે હરેક મનુષ્યના, બીજાં મનુષ્યથી, ભિન્ન સ્થિતિ સંજોગ સ્વભાવ હોય છે તે પણ ધ્યાનમાં રાખવું જોઇએ. સાધકની વ્યક્તિગત રૂચિ, યોગ્યતા વગેરે વાતોનો વિચાર કરીને તેને માર્ગદર્શન આપી શકાય. એમ થાય તો જ તેને જે સાધન બતાવ્યું હોય તે તેનાં જીવનમાં ઉતરી શકે અને તેને સફળતા મળે, તેવું સાધન તે કરી શકે. હાલમાં વ્યક્તિગત જીવનનું દુઃખ દ્વંદ્વ અને તેમાં તેને જણાતો અસંતોષ મટતો નથી તેનું કારણ એ છે કે સાધક, પોતાની વર્તમાન પરિસ્થિતિનું નિદાન સમજ્યા શિવાય અને પોતાની મૌલિક અંતરેચ્છા શી છે અને પોતા ઉપર કર્તવ્યની શી જવાબદારી છે તે સમજ્યા શિવાય પોતાને ઇચ્છા થાય તેવી રીતે સાધન કરવા લાગી જાય છે. એમ કરવાથી પોતાનાં જીવનનો વિકાસ નથી થતો, એટલું જ નહિ પણ પોતે પસંદ કરેલી સાધનની રીત માટે આગ્રહ બંધાઈ જાય છે. એમ થાય તે, વ્યકિતને હાનિકારક છે.

હાલમાં સામાજિક જીવનમાં અશાંતિ લડાઇ અને હિંસા મટતી નથી તેનું કારણ એ છે કે આપણે દેખાતી અનેકતામાં એકતા જોઇ શકતા નથી. અનેક પ્રકારની વ્યક્તિ વ્યક્તિઓમાં ભિન્નતા હોય તોપણ તેઓ વચ્ચે પ્રેમની એકતા ચાલુ રહી શકે છે, એ વાતનો અનુભવ આપણે કરતા નથી, એ વાતનો સ્વીકાર કરતા નથી અને એ શી રીતે બને તે સમજતા નથી. આપણે ભૂલી જાઇએ છીએ કે હરેક માનવની મૌલિક અંતરેચ્છા તો એકજ હોય છે. સત્યજીવન એક છે. એ સત્યજીવન જીવવા માટેના માનવતાના મૂળ સિદ્ધાંત સર્વને માટે એક સરખા છે. એ સિદ્ધાંત વ્યક્તિ અને સમાજની મુસ્કેલીઓના પ્રશ્નોનો નિકાલ કરવામાં કારગત થઈ શકે.

માનવજાતિની મૂળભૂત એકતાના આધાર ઉપર, માનવદર્શનનું પ્રતિપાદન થયું છે. એ દર્શન (તત્ત્વજ્ઞાન) અનુસાર, માનવ, કામના, જિજ્ઞાસા અને પ્રિયતાની વાસનાઓનો પુંજ (શબ્દ ગુજરાતીમાં પણ વપરાય છે.)–ગાંઠડી છે. બીજું કાંઇ તેમાં નથી. એ ગાંઠડીમાંથી કામનાઓનો નાશ થઇ શકે અને પ્રિયતા (પ્રેમનો આવિર્ભાવ – વિકાસ થઇ શકે. કામનાઓના નાશથી, દુઃખનો નાશ થાય અને સદાયની શાંતિ તેમજ આવશ્યક શક્તિનો વિકાસ થાય છે. જિજ્ઞાસાનીપૂર્તિથી –જ્ઞાનપ્રાપ્તિથી, દેહાભિમાનનો નાશ તથા વાસ્તવિક જીવનનો બોધ મળે છે; (અર્થાત્ જીવન જીવવાની કૂંચી હાથ લાગે છે.) અને પ્રિયતા – પ્રેમના વિકાસથી, નિત્ય નવા રસની સ્થિતિ ઉત્પન્ન થાય છે. – પરમાનંદની પ્રાપ્તિ થાય છે – એ ત્રણે લક્ષ્યો સિદ્ધ કરવાની મનુષ્યની વાસ્તવિક અને અંતિમ મહેચ્છા હોય છે. સદાયની શાંતિથી જે શક્તિનો વિકાસ થાય છે તે શક્તિથી જીવનજગતને માટે ઉપયોગી થાય છે, વાસ્તવિક, એટલે હોવું જોઇએ, તેવું, માનવ જીવન જીવતાં આવડવાથી પોતાનું કલ્યાણ થાય છે; પરમાનંદમય–નિતનવ નવા રસમય જીવન જીવવાથી પ્રભુ-જગત્પતિને માનવ જીવન ઉપયોગી થાય છે. એ માનવ જીવનની મહત્તા છે. એવું જીવન, માનવ માત્ર (બનાવી શકે છે) મેળવી શકે છે.

દર્શન (માનવ તત્ત્વજ્ઞાન)ના અનુભવરૂપ જીવન બનાવવા માટે માનવતાના મૂળ સિદ્ધાંતો સર્વ મનુષ્યને માટે એક સરખા છે. આ પુસ્તકમાં, એજ સિદ્ધાંતોનો ઉલ્લેખ અને તેની વિસ્તૃત સમજણ આપણને મળશે એ સિદ્ધાંતો આચરવાથી, પ્રત્યેક વ્યક્તિ પોતાનું લક્ષ્ય હાંસલ કરી શકે છે. એ સિદ્ધાંતો, માનવ જીવનના સર્વ ધૂંચોનું સમાધાન સિદ્ધ કરાવી આપી શકે તેવા છે. એટલું જ નહિ પણ આ "માનવતાનામૂળ સિદ્ધાંતોમા" માં, જે સિદ્ધાંતોનુ જ્ઞાન આપને મળશે તે માનવતાના વિકાસ માટે આવશ્યક પણ છે. કેમકે એ સિદ્ધાંતો અનુસર્યા વિના, કોઇપણ વ્યકિતનો વિકાસ થઇ શકશે નહિ. વળી તે સાથે, આ સિદ્ધાંતો, માનવ જીવનનાં મૌલિક તત્ત્વના આધાર ઉપર રચાયલા હોવાથી, તે સિદ્ધાંતો સર્વમાન્ય પણ છે. કોઇનો, એ સિદ્ધાંતોથી વિરોધ, કોઇ પ્રકારે નથી ધર્મ, સંપ્રદાય, ઇઝમ (Ism) અથવા કોઇ ખાસ તત્ત્વજ્ઞાનની પ્રણાલિકાની મર્યાદાઓથી સ્વતંત્ર એવા આ સિદ્ધાંતો છે – તેથી તેનું આગ્રહપૂર્વક સમર્થન કે વિરોધ કોઈએ કરવા પણું નથી.

હિંદુ, મુસલમાન, ઇસાઇ, ઇશ્વરવાદી કે અનીશ્વરવાદી, ભૌતિકવાદી કે અધ્યાત્મવાદી, ગમે તે ધર્મ કે Ism ઇઝમનો માનવ ભલે હોય તે આ સિદ્ધાંતો પ્રમાણે આચરણ કરશે તો તે પોતામાં માનવતાનો વિકાસ સાધી શકશે. એવી



માનવતા વિકસાવ્યા શિવાય. કોઇના પણ જીવનમાં સૌંદર્ય પ્રકટશે નહિ. માનવતા સંપૂર્ણ વિકસિત થાય તો માનવમાત્રનું જીવન આદર્શ – અનુકરણીય થઇ જાય – એટલું જ નહિ. હાલના વૈજ્ઞાનિક વિકાસના પ્રભાવથી અંજાઈ ગયેલ આધુનિક યુગનો બુદ્ધિવાદી વ્યકિત પણ માનવતાના નિર્દેશેલ માર્ગે ચાલશે તો રાહત અનુભવશે.

આ સિદ્ધાંતો એવા છે કે, કોઇ વ્યક્તિ કે કોઇ ધર્મવાળા કે Ism ઇઝમના અનુયાયી, એમ આગ્રહપૂર્વક નહિ કહી શકે કે તે અમુક (જુદા) મત-પંથના સિદ્ધાંતો છે. આ સિદ્ધાંતો તો માનવમાત્રના છે – જેમ આ સિદ્ધાંતો પ્રત્યે કોઇનો, પર સિદ્ધાંત હોવા વિશેનો આગ્રહ રહી શકતો નથી તેમ તે સિદ્ધાંતો કોઇ ત્યાજ્ય હોવાનું પણ કહી શકે તેમ નથી. એ સિદ્ધાંતોને તો પૃથ્વીની ઉપમા આપી શકાય – વસુંધરા જેમ સર્વ પ્રકારના છોડવાઓને પોતાનો આધાર આપીને, તેનો તેની આગવી પ્રકૃતિ પ્રમાણે વિકાસ પોષે છે, તેજ પ્રકારે આ સિદ્ધાંતોથી જેમ માનવતા પોષાય તેમ સર્વમત, સંપ્રદાય, ઇઝમ ને ધર્મોના અનુયાયીઓને પોતપોતાની સફળતાનો અનુભવ થશે. તેથી "માનવતાના મૂળ સિદ્ધાંતો" નું પુસ્તક માનવમાત્રને માટે કલ્યાણકારી છે.

પ્રસ્તુત પુસ્તકમાં અગીયાર નિયમો આપવામા આવ્યા છે. તે જીવનના સર્વાંગી વિકાસમાં સહાયક છે – પહેલા ચાર, આઠમો, નવમો અને અગ્યારમો આંતરિક જીવન સંબંધી છે, અને પાંચમો, છઠ્ઠો, સાતમો અને દશમો બાહ્ય-જીવનને લગતા છે. એ પ્રકારે એ નિયમો, શારીરિક, માનસિક, આંતરિક, અને સામાજીક જીવનનો સાંગોપાંગ વિકાસ કરીને, સાધકને વાસ્તવિક (જેવું હોવું જોઇએ તેવું–સત્ય) જીવનનો યોગ કરાવવા સમર્થ બને છે.

ઇલાહાબાદ
માનવ સેવા સંઘ

**વિનીતા**
**દેવકી**



## मानव सेवा संघ के अन्य प्रकाशन अक्तूबर १९६७

| | हिन्दी | पृष्ठ संख्या | मूल्य |
|---|---|---|---|
| १ | सन्त समागम भाग–१ | २५७ | १–५० |
| २ | सन्त समागम भाग–२ | ३५७ | २–०० |
| | दोनों भाग एक साथ सजिल्द | | ४–०० |
| ३ | मानव की मांग | २४५ | २–०० |
| ४ | जीवन दर्शन (द्वितीय संस्करण) | ३४१ | २–५० |
| ५ | चित्त शुद्धि (द्वितीय संस्करण) | ४८० | ४–०० |
| ६ | साधन तत्व (सजिल्द) | १०४ | १–२५ |
| ७ | सत्संग और साधन | ६६ | १–०० |
| ८ | जीवन पथ | १४० | १–२५ |
| ९ | मानवता के मूल सिद्धान्त | १२२ | ०–५० |
| १० | दर्शन और नीति | १४४ | १–५० |
| ११ | दुःख का प्रभाव | ११६ | १–२५ |
| १२ | मानव सेवा संघ परिचय (तृतीयसंस्करण) | ३२ | ०–१० |
| १३ | मूक सत्संग और नित्य योग | २०९ | १–७५ |
| १४ | मानव दर्शन | १६० | १–७५ |
| १५ | मंगलमय विधान | ७० | ०–७५ |
| १६ | साधन निधि (प्रथम संस्करण) | १६० | सदुपयोग |
| | ગુજરાતી | | |
| ૧ | માનવની માંગ | ૩૨૦ | २–०० |
| ૨ | માનવ સેવા સંઘ પરિચય અને વ્યાખ્યા | १०८ | ०–३८ |
| ૩ | સાધન નિધિ | ८० | સદુપયોગ |



## प्रार्थना

मेरे नाथ !

आप अपनी सुधामयी, सर्वसमर्थ पतितपावनी, अहैतुकी कृपासे, दुःखी प्राणियोंके हृदयमें त्यागका बल एवम् सुखी प्राणियोंके हृदयमें सेवाका बल प्रदान करें, जिससे वे सुख–दुःखके बंधनसे मुक्त हों, आपके पवित्र प्रेमका आस्वादन कर कृतकृत्य हो जाय।

ॐ आनंद ! ॐ आनंद !! ॐ आनंद !!!

(प्रार्थना साधकके विकासका अचूक उपाय है।)

## પ્રાર્થનાની વ્યાખ્યા

પ્રાર્થના પ્રાણીનો સત્ય પોકાર છે. જેમ જેમ મનુષ્યને પોતાની નિર્બળતાઓનો પરિચય થતો જાય છે, તેમ તેમ સ્વાભાવિક રીતે જ પ્રાર્થના થવા લાગે છે. પોતાની નિર્બળતાનું જ્ઞાન, વિકાસનું મૂળ છે. કેમ કે વર્તમાનની આવશ્યકતાથી જ ભવિષ્યનું બંધારણ થાય છે. આવશ્યકતા એની હોય છે. કે જેનાથી જાતીય તથા સ્વરૂપની એકતા હોય પરંતુ માનેલી જૂદાઇ હોય છે. તે વસ્તુથી મનુષ્ય પોતાના મનથી ભિન્નતા કલ્પી લે છે. અને તેથી મનુષ્યમાં પ્રમાદ આવે છે. અને તે કારણે પ્રાણી અનેક નિર્બળતાઓમાં સપડાઇ જાય છે. જેમ જેમ નિર્બળતાથી થયેલી વેદના વધતી જાય છે તેમ તેમ તે નિર્બળતાઓનો અંત લાવવા માટે, સ્વાભાવિક રીતે જ પ્રાર્થના થવા લાગે છે. પ્રાર્થના જે વસ્તુ પ્રાપ્ત કરવાનું અનિવાર્ય હોય તેને માટે જ થાય છે, એ દૃષ્ટિએ પ્રાર્થના સફળતાની કૂંચી છે, પ્રાણીમાત્રને પ્રાર્થના સ્વભાવથી જ ઇષ્ટ છે. દાર્શનિક દૃષ્ટિ તથા માન્યતાઓમાં ભેદ હોવા છતાં સર્વની પ્રાર્થના એક જ બાબતની હોય છે. કારણ કે સ્વાભાવિક આવશ્યકતા સર્વની એક જ હોય છે અને અસ્વાભાવિક ઇચ્છાઓ અનેક હોય છે. પ્રાર્થનાનું ઉત્પત્તિસ્થાન, સ્વાભાવિક આવશ્યકતા છે, જે બીજરૂપે સર્વ પ્રાણીઓમાં એક જ હોય છે. અસ્વાભાવિક ઇચ્છાઓમાં ભેદ હોવાથી, માન્યતાઓમાં ભેદ ભલે હોય પણ સ્વાભાવિક આવશ્યકતા એક હોવાથી, માનવમાત્રનું જીવન એકસરખું હોય છે, એ દૃષ્ટિએ માનવ સેવા સંઘની પ્રાર્થના માનવ માત્રને માટે હિતકર છે—તે પ્રાર્થનાનો પ્રથમ અંશ છે "મેરે નાથ".

'મેરે' અને 'નાથ' એ શબ્દોથી જે ધ્વનિ નીકળે છે, તે પ્રાર્થના કરનારમાં પ્રેમ, નિર્ભયતા અને નિશ્ચિંતપણું. જાગ્રત કરે છે, કારણ કે 'મેરે' એ શબ્દમાં (જેને સંબોધન કરાયેલ છે) આત્મીયતાનું સૂચન થાય છે, આત્મીયતા પ્રિયતા (પ્રેમ)ની માતા છે. પ્રિયતા સ્વાભાવિક રીતે જ



રસરૂપ છે. તેથી પ્રિયતા નીરસતાનો નાશ કરવામાં સમર્થ છે. નીરસતાનો અંત થતાં જ, જુદાપણું મટી જાય છે. તેમ થતાં, ક્ષોભ અને ક્રોધ વગેરે વિકારનો અંત આવે છે. ક્ષોભ મટવાથી પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ થવા લાગે છે, અને ક્રોધ મટી જતાં વિસ્મૃતિ મટી જઇને, કર્તવ્યપરાયણતા સ્વતઃ સિદ્ધ થાય છે. 'નાથ' તેને કહેવાય જે સમર્થ અને રક્ષક હોય—એવા નાથના આહ્વાનથી નિશ્ચિંતપણું અને નિર્ભયપણું સ્વાભાવિક રીતે જ પ્રગટ થાય છે. નિશ્ચિંતપણું નકામી ચિંતા અને નિરાશાનો અંત લાવે છે. અને નિર્ભયતા પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવાનું બળ આપવા સમર્થ છે. તેથી 'મેરે નાથ' એ પદના અર્થનો વિચાર સ્ફુરતાં જ, નિરાશામાં આશા અને હારીને બેસી ગયેલને, સફળતા મળવાનો ઉત્સાહ પેદા થાય છે. એ રીતે જીવન એક નવીન ઉત્કંઠા અને ઉત્સાહથી પરિપૂર્ણ થઇ જાય છે.

આ પ્રાર્થનામાં, પ્રાર્થના કરનાર પોતાની મૂળ નિર્બળતાઓને જાણી લઇને જેની પ્રાર્થના કરે છે, તેની કૃપાશક્તિના મહિમા ઉપર શ્રદ્ધા ધરાવે છે. મુખ્યત્વે ત્રણ મૂળ નિર્બળતાઓ હોય છે. (૧) પ્રાણીમાત્રમાં સ્વાભાવિક રીતે જ જીવનની ઇચ્છા અને મૃત્યુનો ભય હોય છે. (૨) પોતાની અસમર્થતાનું પ્રાણીમાત્રને જ્ઞાન હોય છે તેથી સામર્થ્યવાન બનવાની સર્વને ઇચ્છા રહે છે. (૩) પોતે કરેલાં પાપમાંથી છૂટવાની એટલે ભૂતકાળમાં કરેલી ભૂલોથી થયેલી અશુદ્ધિમાંથી છૂટી, પવિત્રતા પ્રાપ્ત કરવાની પણ સ્વાભાવિક ઇચ્છા સૌને હોય છે. જેની પ્રાર્થના કરવામાં આવે તેના મહિમામાં શ્રદ્ધા હોય એ જરૂરનું છે એવો નિયમ છે. જે જાતની નિર્બળતાની પીડા હોય તે દૂર કરવા માટેની તેવી જ પ્રાર્થના થાય છે અને તે અનુસાર જેની પ્રાર્થના કરતા હોઇએ તેના ગુણોની સ્તુતિ સ્વાભાવિક રીતે જ થાય છે. આમ હોવાથી આ પ્રાર્થનામાં, જેની પ્રાર્થના કરવામાં આવી છે તેની કૃપાશક્તિના મહિમાનાં ચાર વિશેષણોનો સ્વીકાર કરવામાં આવ્યો છે તે, 'સુધામયી', 'સર્વસમર્થ,' 'પતિતપાવની' અને 'અહૈતુકી' એ વિશેષણો.

સુધામયી (કૃપા) હોવાથી મૃત્યુના ભયનો નાશ થશે અને સર્વસમર્થ (કૃપા) હોવાથી પ્રાર્થના કરનારની અસમર્થતા મટી જશે એવી શ્રદ્ધા હોય છે. 'પતિતપાવની' (કૃપા) હોવાથી ભકતને પોતાની પવિત્રતા મેળવવાનો અને 'અહૈતુકી' (કૃપા) કહેવાથી, હરેક પ્રાણી એ કૃપાશક્તિના અધિકારી છે એવો ભરોસો સૂચવાય છે. નિર્બળતાઓ ત્રણ પ્રકારની અને જેની પ્રાર્થના થાય છે તેનાં ચાર વિશેષણો છે–એ દૃષ્ટિએ ભકત અને તેના ભગવાનની વચ્ચે, વગર સંકોચની એકતાનો સંબંધ બની જાય છે, અર્થાત્ પ્રાર્થના કરનાર બનીને આપણે સ્વાભાવિક આવશ્યકતાની પૂર્તિ અને અસ્વાભાવિક ઇચ્છાઓનો ત્યાગ કરી શકીએ છીએ–એ દૃષ્ટિએ, ઉપર જણાવેલી પ્રાર્થના હરેક માનવ વિકાસનું અચૂક સાધન છે. આ પ્રાર્થનામાં એ વાતનું વિશેષ ધ્યાન રખાયું છે કે તે કોઇ વ્યકિત, પક્ષ, સંપ્રદાય, દેશ, જાતિ કે વર્ગવિશેષ વગેરેને માટે રચવામાં આવી નથી; વિશ્વની એકતા ધ્યાનમાં રાખીને, પ્રાણીમાત્રના હિતને માટે તે બનાવાઇ છે. બીજી વાત આ પ્રાર્થનામાં એ છે કે પ્રકૃતિનિયમ અનુસાર જે આપોઆપ થયા કરે છે તેનો વિરોધ કરવામાં આવ્યો નથી, એટલે કે જે પરિસ્થિતિ હોય તેનો સદુપયોગ કરવા માટેની એ પ્રાર્થના છે–કોઇ નહિ અસ્તિત્વમાં હોય એવી પરિસ્થિતિ પેદા કરવાની તેમાં માગણી નથી. સર્વ કોઇ એટલું તો માન્ય કરે છે કે હરેક સ્થિતિ સંજોગ કે પરિસ્થિતિ સુખ કે દુખના સંયોગવાળી હોય છે. પ્રત્યેક પ્રાણી કોઇ ને કોઇ પ્રકારે થોડે ઘણે અંશે સુખી અને કોઇ કોઇ અંશે દુખી હોય છે. અથવા એમ પણ કહી શકાય કે વર્તમાન પરિસ્થિતિનું પરિવર્તન થયા કરતું જીવન, સુખ અને દુઃખવાળું હોય છે. આટલું સૌને સ્વીકાર્ય થશે કે જેમાં ક્ષણે ક્ષણે ફેરફાર થયા કરે, તેમાં નિત્યસ્થિતિ હોતી નથી. ફેરફારમય સ્થિતિનું સ્વતંત્ર અસ્તિત્વ પણ હોતું નથી. જેનું સ્વતંત્ર અસ્તિત્વ ન હોય તેને જીવન માનવામાં આપણી વિવેકબુધ્ધિ જ વિરોધ કરે છે. એટલું માત્ર સ્વીકારી શકાય કે પ્રાપ્ત પરિસ્થિતિ એ માનવનું જીવન સત્ય ન હોવા છતાં સત્ય જીવનની સાધન-



સામગ્રી એ વહેતા પ્રવાહમાંથી જરૂર મળે છે. એ દૃષ્ટિએ સુખ તથા દુઃખની પરિસ્થિતિ પ્રાપ્ત થાય તેનો સદુપયોગ કરી લેવો એ માનવમાત્રનું કર્તવ્ય છે. એ કર્તવ્યપરાયણતા આચરણમાં લાવવા માટે, આ પ્રાર્થનામાં દુઃખી પ્રાણીઓના હૃદયમાં ત્યાગનું અને સુખી પ્રાણીઓના હૃદયમાં સેવાનું બળ પ્રદાન કરવાની, તે આપણો નાથ કે જેની સુધામયી, સર્વસમર્થ, પતિતપાવની, અહૈતુકી કૃપા છે તેને માટેની પ્રાર્થના કરવામાં આવી છે.

જો આપણે ગંભીરતાથી વિચાર કરશું તો આપણને ખાતરી થશે કે કોઇપણ દુઃખી માણસ જયાં સુધી તેનામાં ત્યાગનું બળ ન આવે ત્યાં સુધી દુઃખના ભયથી છૂટી શકતો નથી; અને કોઇપણ સુખી મનુષ્ય, જ્યાં સુધી તેનામાં સેવાનું બળ વિકસે નહિ ત્યાં સુધી સુખભોગની આસક્તિથી મુકત થઈ શકતો નથી. એવો નિયમ છે કે દુઃખના ભય અને સુખની ગુલામીથી મુકત થયા સિવાય, મનુષ્યોમાં પરસ્પર એકતા થતી નથી એટલે કે સમસ્ત વિશ્વમાં એક જીવન છે, એ અનુભવ થઇ શકતો નથી. તેમ થયા સિવાય કલહનો અંત આવવાનો સંભવ નથી. એટલે કે શાંતિની સ્થાપના, જ્યાં સુધી સુખી માનવો અને દુઃખી માનવોમાં ભેદભાવનો નાશ ન થાય, ત્યાં સુધી થઈ શકશે નહિ. હવે કોઇ એમ પ્રશ્ન કરે કે બિચારો દુઃખી શું ત્યાગ કરી શકે? તેનો જવાબ એ આપી શકાય કે જે વસ્તુ કે પરિસ્થિતિના ન હોવાથી, દુઃખી માણસ દુઃખ અનુભવે છે, તે વસ્તુ કે પરિસ્થિતિની વાસનાનો ત્યાગ કરવામાં આવે તો ભયંકરમાં ભયંકર દુઃખ આપોઆપ શાંત થઇ જાય. તેમ થવાથી સુખદુઃખ જ્યાં લાગે જ નહિ, તેવા જીવનમાં પ્રવેશ થાય છે. પ્રકૃતિના નિયમ પ્રમાણે ત્યાગથી ઉદારતા અને ઉદારતાથી ત્યાગની પુષ્ટિ થાય છે. કોઇ પણ સુખી મનુષ્ય, પરદુખથી દુઃખ અનુભવ્યા સિવાય કરૂણિત થતો નથી, અને કરૂણિત થયા સિવાય સુખભોગની રૂચિનો નાશ થતો નથી. કરૂણાનો રસ, સુખભોગની રૂચિ કરતાં ઘણો વધારે મધુર અને સરસ છે. સુખભોગની રૂચિનો નાશ

થાય તો એ સુખી માનનારો મનુષ્ય સુખની ગુલામીમાં બિચારો બની ગયેલો તેમાંથી મુક્ત થઈ જાય છે. એ દૃષ્ટિએ એવું નિર્વિવાદ સિદ્ધ થાય છે કે દુઃખીનું કર્તવ્ય ત્યાગ છે અને સુખીનું કર્તવ્ય સેવા છે. સર્વાંશમાં તો કોઇ વ્યક્તિ કેવળ સુખી કે કેવળ દુઃખી હોતી નથી. તેથી જે વિભાગનું દુઃખીને દુઃખ હોય તે ભાગનો વ્યક્તિએ ત્યાગ કરવો રહ્યો; અને જેટલે અંશે સુખી હોય તે અંશમાં સેવાનું કર્તવ્ય આચરવાથી, સુખદુઃખ જ્યાં પહોંચતાં નથી તેવું જીવન જીવવાનો અધિકારી માનવ માત્ર થઈ શકે છે.

સમસ્ત વિશ્વ એક જીવન છે. આ ભૌતિક તત્ત્વજ્ઞાનની પરાકાષ્ઠા છે. પ્રાણીમાત્રનાં વર્તમાન જીવનમાં સુખદુખ છે. એ માનવમાત્રનો અનુભવ છે. સુખદુઃખના સદુપયોગમાં જ કર્તવ્યપરાયણતાનો સીમાડો છે. એ દૃષ્ટિએ પ્રાર્થનાના જે ભાગમાં પ્રાણીમાત્રને સેવા અને ત્યાગનું સામર્થ્ય પ્રદાન કરવાનું કહેવામાં આવ્યું છે તે ભૌતિક વિકાસની સીમા પૂરી થાય તેનું છેલ્લું નિશાન છે. એ જ વિશ્વશાંતિનો સુગમ ઉપાય છે.

પ્રાર્થનાના જે ભાગમાં પ્રાણીમાત્રને સુખદુખથી મુક્ત થવાની વાત કહી છે તે અધ્યાત્મવાદનું સીમાચિહ્ન છે, કારણ કે સુખની ગુલામી અને દુખના ભયથી મુક્ત થતાં જ, વ્યકિત દેહાભિમાન રહિત થઇ શકે છે. દેહાભિમાન ગળી જાય એ જ ખરો અધ્યાત્મવાદ છે. કારણ કે સર્વ વસ્તુ, અવસ્થા અને પરિસ્થિતિથી પર થયા પછી જે જીવનમાં પ્રવેશ થાય છે તે જ અધ્યાત્મ જીવન છે. દેહાભિમાનના નાશ સિવાય, ક્રિયા, ચિંતા અને પરિસ્થિતિ વગેરે અવસ્થાઓથી અસંગ બનવાનો સંભવ નથી, અને સુખની વાસના તથા દુખનો ભય, જ્યાં સુધી રહે, ત્યાં સુધી દેહાભિમાનનો નાશ થતો નથી. એ રીતે જોતાં, ઉક્ત પ્રાર્થનામાં, પ્રાણીઓનાં સુખદુખનાં બંધનથી મુક્તિની પ્રાર્થના કરવામાં આવી છે. એ નિયમ છે કે દેહાભિમાન છૂટે તો નિર્વાસના આપોઆપ સિદ્ધ થઈ જાય છે. વાસનાઓનો અંત થતાં જ ભેદબુદ્ધિ ટકતી નથી. ભેદબુદ્ધિનો નાશ થાય ત્યારે પરમ પ્રેમનું



દર્શન આપોઆપ થાય છે. એ આસ્તિકવાદનું વાસ્તવિક રીતે તત્ત્વ છે. તેથી પ્રાર્થનાના અંતે પવિત્ર પ્રેમનું આસ્વાદન કરી કૃતકૃત્ય થવાની પ્રાર્થના કરવામાં આવી છે. પ્રેમ તો પવિત્ર જ હોય છે. પરંતુ પવિત્ર એ વિશેષણ એટલા માટે લગાડવામાં આવ્યું છે કે તે વિશેષણથી પ્રેમની ઉચ્ચતમ ટોચનું એ પ્રાર્થનામાં કહેવાયું છે તે સ્પષ્ટ સમજાય. વાસ્તવિક રીતે તો પ્રેમમાં ઊણપ કે પૂર્ણતા કહેવાનો અવકાશ હોતો નથી. કામનાઓની નિવૃત્તિ અને પૂર્તિ જિજ્ઞાસાની થાય છે. પ્રેમની તો પ્રાપ્તિ ન થાય, પ્રેમની પ્રાપ્તિમાં જ જીવનની પૂર્ણતા છે. કેમકે સ્વાભાવિક રીતે જ પ્રેમ સર્વને ગમે છે. એટલું જ નહિ પ્રેમમાં તો પ્રેમની લ્હાણ થાય છે. પ્રેમનો બદલો તો પ્રેમમાં જ હોય છે, બીજા કશામાં નહિ. એ રીતે જોતાં પ્રેમી અને પ્રેમાસ્પદનોજ પરસ્પર પ્રેમી અને પ્રેમાસ્પદ સંબંધ છે. સ્વભાવથી જ પ્રેમ, દિવ્ય, ચિન્મય અને રસરૂપ છે. પવિત્ર પ્રેમનો આવિર્ભાવ થતાં, પ્રેમી ઉન્મન થઈ જાય છે. એટલે કે તેનું મન તેની પાસે રહેતું જ નથી પ્રેમાસ્પદના મનની ઇચ્છા એ જ એના મનની ઇચ્છા બની જાય છે. પ્રેમાસ્પદનો રસ તે જ તેનો રસ છે. વિયોગમાં કે મેળાપમાં, બંને દશામાં પ્રેમની ઉત્તરોત્તર વૃદ્ધિ જ થયા કરે છે. ઊણપ આવતી નથી. પ્રેમમાં દૂરપણું કે ભેદભાવ રહેતો નથી. એ કારણે પ્રેમની પ્રાપ્તિમાં જીવનની પૂર્ણતા રહેલી છે. એ આસ્તિક તત્ત્વજ્ઞાનની પરકાષ્ઠા છે.

પ્રાર્થનાના પ્રથમ અંશમાં, જે શક્તિની કૃપા સુધામયી, સર્વ–સમર્થ, પતિતપાવની અને અહૈતુકી છે, તેની સાથે આત્મીયતા તથા નિત્ય સંબંધનો સ્વીકાર કરવામાં આવ્યો છે–તેના બીજા અંશમાં, પ્રાણીમાત્રમાં એકતાનો સ્વીકાર થઈ, સુખીઓમાં સેવાના અને દુખીઓમાં ત્યાગના બળની વાત કહેવામાં આવી છે. તે ખરી રીતે કર્તવ્યપરાયણતા (નો ઉલ્લેખ ઉદ્દેશ) છે. ત્રીજા, પ્રાર્થનાના અંશમાં, સુખલાલસાની ગુલામી અને દુખના ભયથી મુક્ત થવાની વાત કહી છે, તે આધ્યાત્મિકતાની વાસ્તવિક રીતે તો (ઉલ્લેખ) છે–ચોથા ભાગમાં પ્રાર્થ્યના પવિત્ર પ્રેમની યાચના

કરી, કૃતકૃત્ય થવાની પ્રાર્થના કરવામાં આવી છે. તે આસ્તિકવાદની પરાકાષ્ઠા છે. આ પ્રાર્થનામાં, ચોકસતા રૂપે, પોતાને માટે કાંઈ માગણી કરવામાં આવી નથી. અર્થાત્ એમ કહેવાય કે વિશ્વ જીવનથી અલગ કોઈ વ્યક્તિગત જીવન નથી એટલે કે શરીર અને વિશ્વ, વ્યક્તિ અને સમાજ, પ્રેમી અને પ્રેમાસ્પદ વચ્ચેની એકતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

હવે જો કોઇ એમ કહે કે પ્રાર્થના કરવા માત્રથી, સમાનતા ક્યાંથી થઈ શકે? તો એ કહેવાનું ઉપસ્થિત થાય છે કે વિકાસની દૃષ્ટિએ, એવો નિયમ છે કે ભાવના એ પ્રમાણે કર્મ અને કર્મ પ્રમાણે પરિસ્થિતિની રચના થાય છે–તેથી પ્રાર્થનામાં કરેલી પવિત્ર ભાવનાઓથી, કર્મની શુદ્ધિ અને કર્મની શુદ્ધિથી અનુકૂળ પરિસ્થિતિ અવશ્ય થઇ શકે છે. પરંતુ પવિત્ર ભાવનાઓ ચેતનવંતી અને દૃઢતાયુક્ત બનાવવાને માટે પ્રાપ્ત પરિસ્થિતિ અનુસાર, યથાશક્તિ કર્તવ્યપાલન કરવાનું અનિવાર્ય છે. એવો નિયમ છે કે જ્ઞાન, ભાવ તથા કર્મની એકતા થાય તો જ્ઞાન પ્રમાણે જીવન આપોઆપ બની જાય છે. તેથી આ પ્રાર્થનામાં સર્વ સમસ્યાઓનો ઉકેલ થઇ જાય તેવું સામર્થ્ય છે. પરંતુ આ રહસ્ય તેઓ જ પામી શકે છે કે જેઓ વિકલ્પરહિત વિશ્વાસના આધાર ઉપર પ્રાર્થનાની સત્તાનો સ્વીકાર કરે છે અને પોતાના વિવેકના પ્રકાશમાં પોતાની નિર્બળતાઓને જાણી શકે છે. પોતાની નિર્બળતાનું જ્ઞાન અને અનંતના મહિમામાં શ્રદ્ધા એ બંનેના યોગથી પ્રાર્થનાની સિદ્ધિ આપોઆપ થઇ જાય છે–હવે જો કોઇ એમ કહે કે જેને અનંતના મહિમામાં સ્વભાવથી જ શ્રદ્ધા ન હોય, તે પ્રાર્થના કેવી રીતે કરી શકે, તેનો જવાબ એ છે કે પોતાની નિર્બળતાનું જ્ઞાન જેને થાય છે, તેને કોઇ શક્તિની મહાનતાનો સ્વીકાર થયા સિવાય રહેતો નથી. કેમકે જે વસ્તુની આવશ્યકતા લાગે છે તે વસ્તુની હસ્તી બની જવામાં તે કારણ થાય છે–તેથી આવશ્યકતાનું હોવું એ જ અનન્તની સત્તા સ્વીકાર કરવાની ખાત્રી આપે છે. જેને પોતાની કાંઇક આવશ્યકતા છે એવું જ્ઞાન નથી હોતું તે પ્રાર્થના કરી શકતો નથી. હવે જુઓ કોઇ એવી વ્યક્તિ સંભવે છે કે જેને કોઇ આવશ્યકતા ન હોય–જો ન સંભવતી હોય





તો પ્રાર્થના કરવાનું સર્વને માટે સ્વાભાવિક બની જાય છે. ફરક માત્ર એટલો છે કે આ ઉપર્યુક્ત પ્રાર્થનામાં સર્વ સમસ્યાઓનો ઉકેલ મળી જાય છે અને એ પ્રાર્થના કોઈપણ અમુક જ સંપ્રદાયની નથી તેમ તે પ્રાર્થનામાં કોઇનો વિરોધ થવા સંભવ નથી. આ પ્રાર્થનામાં તો સર્વ સમસ્યાઓનું નિરાકરણ મળી જાય તેવી માંગ છે. એ દૃષ્ટિએ આ પ્રાર્થના હરેક માનવે કરવી જોઇએ.



## પહેલો નિયમ

આત્મનિરીક્ષણથી અર્થાત્ પ્રાપ્ત વિવેકના પ્રકાશથી પોતાના દોષો તપાસવા.

આત્મનિરીક્ષણનો ખરો મર્મ એ છે કે પોતે પોતાના સ્વામી બનવું. પોતાનું નિરીક્ષણ, પોતાના કરેલા દોષોનો નાશ કરવાનું સર્વથી પહેલું સાધન છે. પોતાનું નિરીક્ષણ કર્યા સિવાય નિર્દોષતા પ્રાપ્ત કરવાનો સંભવ નથી; કેમ કે પોતાની વિવિકબુદ્ધિની સહાયથી પોતાનામાં દેખાયેલ દોષો સુગમતાથી મટાડી શકાય છે.

આત્મનિરીક્ષણ કરવાથી અસત્યનું જ્ઞાન અને સત્યનો યોગ થવા લાગે છે તેમ જ મળેલું બળ તથા લાયકાતનો સદ્દુપયોગ આપોઆપ થવા લાગે છે. જો આપણે અસત્યને પકડી પાડી ન શકીએ, અથવા સત્યનો યોગ ન પામીએ અને આપણું કર્તવ્ય શું છે એ જાણી ન શકીએ, તો સમજવું કે આપણે આત્મનિરીક્ષણ કર્યું નથી એટલે કે અનંતની અહૈતુકી કૃપાથી જે વિવેકબુદ્ધિ પ્રાપ્ત થઇ છે તેનો આદર આપણે કર્યો નથી. વિવેકના આદરમાં જ આત્મનિરીક્ષણની પૂર્ણતા રહેલી છે. યથાર્થ આત્મનિરીક્ષણ થાય તો કોઇ બીજા ગુરુ કે ગ્રંથની આવશ્યકતા જ નથી રહેતી. કેમકે જેના પ્રકાશમાં સર્વ બની રહ્યું છે તે અનંત જ્ઞાન અને અનંત શક્તિનો ભંડાર છે. આત્મનિરીક્ષણ કરતાં કરતાં પ્રાણી એ શક્તિથી અભિન્ન થઈ જાય છે કે જે શક્તિ, ખરેખર સર્વનું સર્વસ્વ હોવા છતાં, સર્વથી ઉત્કૃષ્ટ છે. આત્મનિરીક્ષણ આપણને બળનો સદ્દુપયોગ અને વિવેકનો આદર કરવાની પ્રેરણા આપે છે. બળના સદ્દુપયોગથી નિર્બળતાઓ અને વિવેકપૂર્વક આચરણથી અવિવેક આપોઆપ લુપ્ત થઇ જાય છે.



હરેક પ્રાણી, પોતાથી અધિક બળવાળા, પોતાની સાથેના વ્યવહારમાં બળનો સદ્દુપયોગ કરે એમ આશા રાખે છે; જ્યારે પોતે પોતાના મળેલા બળનો, નિર્બળો પ્રત્યે દુરુપયોગ કરે છે એ પ્રાપ્ત વિવેકનો અનાદર નથી તો બીજું શું કહેવાય?

બળ એટલે સર્વ પ્રકારનું બળ; જેવું કે શરીરનું બળ, ધનનું બળ અને પદ કે સત્તાનું બળ, વગેરે. ધનના દુરૂપયોગથી સમાજમાં નિર્ધનતા; વિદ્યા અર્થાત્ જ્ઞાન, વિજ્ઞાન અને કળાઓના દુરુપયોગથી અવિવેકની વૃદ્ધિ; શરીરબળના દુરુપયોગથી હિંસા અને ચોરી; સત્તાના દુરુપયોગથી વિરોધી સત્તાનો જન્મ અને એવા પ્રકારના અનેક દુર્ગુણોની વૃદ્ધિ થાય છે. પ્રત્યેક પ્રાણીને પોતાની સલામની સ્વભાવથી જ ઇષ્ટ છે, છતાં પણ તે પોતે અહિંસક રહેતો નથી; બીજાની હિંસામાં પ્રવૃત્ત થાય છે અને તેથી હૃદયમાં વૈરભાવ ભરાઈ જાય છે. આ જ કલહનું મૂળ છે. એવો કલહ મટાડવા માટે, હરેક ભાઇબહેને પોતાનું હૃદય વૈરભાવ વિનાનું રહે તેમ કરવું જોઈએ. વૈરભાવ રહિત થવા માટે, અહિંસક બનવું એ અત્યંત આવશ્યક છે. પોતાની સલામતી જેને ઇષ્ટ છે તેની વિવેકબુદ્ધિ તેને અહિંસક બનવાની પ્રેરણા કરે છે, એ અનાદિ કાળનું (સનાતન) સત્ય છે. પરંતુ આજ તો આપણે વૈજ્ઞાનિક શોધો દ્વારા, હિંસાત્મક પ્રયોગોથી કલહ (સંઘર્ષ) મટાડવાની યોજના કરી રહ્યા છીએ. એમ બનવું સર્વથા અસંભવિત છે, કારણ કે વિવેકના અનાદરથી તો પ્રાણીઓના મનમાં સંઘર્ષનો જન્મ થાય છે, તેથી જ જ્યાં સુધી મનમાંથી સંઘર્ષની વૃત્તિ નિર્મૂળ ન થાય, ત્યાં સુધી સમાજમાં જે કલહ પ્રવર્તે છે. તે કોઇ રીતે મટે નહિ. વૈયક્તિક, કૌટુમ્બિક કે સામાજિક ગમે તે ક્ષેત્ર હોય ત્યાં એમ જ બને.

પ્રત્યેક અપરાધી પોતાને માટે ક્ષમાની આશા કરે છે અને બીજાઓને દંડ દેવામાં આવે એવી વ્યવસ્થા માગે છે. તે બીજાઓ,

પોતાના પ્રતિ અહિંસક, નિર્વૈર, ઉદાર, ક્ષમાશીલ, ત્યાગી, સત્યવાદી અને વિનમ્રતા, વગેરે દિવ્ય ગુણોવાળા બને એમ ઇચ્છે છે; પણ પોતે બીજાઓ પ્રતિ એવો સદ્‌વ્યવહાર રાખી શકતા નથી. પોતાના પ્રતિ મધુરતાયુક્ત સન્માન બીજાઓ બતાવે એવી આશા રાખે છે, પણ પોતે બીજાઓ પ્રતિ કડવાશભર્યું અને ખરાબ વર્તન કરતા હોય છે. એ ખરેખરી ભૂલ છે. એનો અંજામ એવો આવે છે કે પ્રાણી પોતાના પ્રતિ રાગ અને બીજા પ્રત્યે દ્વેષ કરનાર બને છે. એ સ્થિતિ સર્વ દુઃખોનું મૂળ છે.

પોતાના પ્રતિ થતા અન્યાયને ધૈર્ય અને ખુશીથી સહન કરી લઇને, જો અન્યાયકર્તાને ક્ષમા કરી દેવામાં આવે તો દ્વેષ પ્રેમમાં પલટાઇ જાય છે. પોતે કરતા હોઇએ તે અન્યાયયુક્ત વર્તનથી, પોતે જ (ખોટું થઈ ગયાની) પીડા અનુભવીએ, જેના પ્રત્યે પોતે અન્યાય કરી બેઠા હોઈએ, તેની ક્ષમા માંગી લેવામાં આવે, તો પોતે પોતાના અન્યાય માટે પોતે જ શિક્ષા સહી લીધી કહેવાય અને પોતાના રાગીપણાનો દુર્ગુણ, ત્યાગના ગુણમાં પલટાઈ જાય છે.

જ્યારે રાગ અને દ્વેષ ત્યાગ અને પ્રેમમાં બદલાઇ જાય ત્યારે અનાસકત અને (જુદાપણાના ભાવને બદલે) એકતાનો ભાવ આપોઆપ પ્રકટ થાય છે, અથવા એમ કહેવાય કે ભકિત અને મુક્તિ મળી જાય છે. એ જ વાસ્તવિક આનંદ છે.

આત્મનિરીક્ષણ કરવાથી એ પણ સ્પષ્ટ થાય છે કે, જ્યારે આપણે રાગથી પ્રેરાઇને ઈંદ્રિયના વિષયો તરફ લલચાઇએ છીએ, ત્યારે એ ઈંદ્રિયજન્ય જ્ઞાનના આધારે અનેક પ્રકારની વિષમતાઓનો ભાસ થાય છે (જે સંવેદનના આધારે ઘણી ચંચળવૃત્તિઓનો ત્રાસ અનુભવીએ છીએ) તેમ જ ઈંદ્રિયજન્ય સ્વભાવથી થતી ક્રિયાના સુખની આસક્તિ તથા પરવશતા અને જડતામાં ફસાઇ જઇએ છીએ. એટલેથી જ બસ નથી થતું. પરિણામે શક્તિહીનતા થઈ જાય છે. પછી પાછા વળી વિશ્રામને



નિવૃત્તિ શોધીએ છીએ. એમાં સફળ થઇએ તો શકિતહીનતા મટી આવશ્યક શકિત મેળવી શકાય છે.

શક્તિહિનતા, જડતા અને સમતાના અભાવપણાની ખામી વગેરે દુઃખોથી, પીડાઇને જો વિષયોથી પાછા વળીએ તો એ નિવૃત્તિ દ્વારા સંચિત શક્તિ સંચય થાય. એ શક્તિનો વ્યય (વિષયોથી વિમુખ થઈને) અટકે અને બાહ્યવૃત્તિ ભટકતી મટી, અંતર્મુખ થઈ જવાય તો ભોગને બદલે યોગ, જડતાને બદલે, ચેતના અને વિષમતાને બદલે સમતા, પરાધીનતાને બદલે સ્વાધીનતા હાંસલ થાય અને અનેકતાનું ભાન, એકતાના જ્ઞાનમાં પલટાઇ જાય છે. પછી તો સ્વાભાવિક આવશ્યકતાની પૂર્તિ અને અસ્વાભાવિક ઇચ્છાઓની નિવૃત્તિ આપોઆપ થઈ જાય છે. એ જ માનવતાનું લક્ષ્ય છે.

પોતાની વર્તમાન સ્થિતિનું યથાર્થ અને સ્પષ્ટ નિષ્કપટ જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ આત્મનિરીક્ષણ ગણાય. તે થયા સિવાય આપણે આપણને નિર્દોષ બનાવી શકીએ નહિ. મનુષ્યમાં દોષ જોઇ શકવાની શક્તિ તો છે, પણ પ્રમાદથી, લોકો તેનો ઉપયોગ, પોતાનું જીવન તપાસવામાં કરવાને બદલે તે શકિત બીજા ઉપર અજમાવે છે. એનું પરિણામ ઘણું ભયંકર અને દુખદ બને છે. પારકાના દોષ જોવાથી મોટામાં મોટી હાનિ તો એ થાય છે કે, લોકો પોતાના દોષ જોવાનું ભૂલી જાય છે અને મિથ્યાભિમાની બની તિરસ્કારથી પોતાનું હૃદય ભરી દે છે. (પારકા પ્રતિ) હૃદય તો પ્રેમ સંઘરવાનું સ્થળ છે. તિરસ્કાર સંઘરવાનું નથી, પણ હૃદય-પ્રેમનું પાત્ર તો ત્યારે બને કે જ્યારે પારકાના દોષ જોવાનું બંધ કરી દઈ પોતાના દોષ તપાસવાનો સતત પ્રયત્ન ચાલ્યા કરે છે.

પોતાના અને પારકા દોષ જોવામાં એક મોટો ફરકએ છે કે જ્યારે આપણે બીજાના દોષ જોઇએ તે વખતે આપણો સંબંધ દોષો સાથે જોડાઈ જાય છે અને તેથી કાળાંતરે આપણે પોતે દોષયુક્ત બની જઈએ છીએ, પણ

જો આપણે, આપણા દોષ જોતા થઈએ તો આપણે તે દોષોથી અલગ થઇ જઈએ છીએ અને નિર્દોષતા સંપાદન થઈ જાય છે. એ સર્વને ગમે છે, આથી નિર્વિવાદ સિધ્ધ થાય છે કે દોષદષ્ટિનો ઉપયોગ કેવળ પોતાના દોષ જોવામાં કરવો જોઈએ, બીજાના નહિ.

જોકે પ્રત્યેક માનવમાં, બીજ રૂપે તો સત્ય તત્ત્વ વિદ્યમાન છે પણ, તેનો આદરથી વિકાસ ન કરવાને લીધે પ્રાણી એ સત્યથી વિમુખ થઈ જાય છે અને પરિવર્તનશીલ વસ્તુ, અવસ્થા તથા પરિસ્થિતિઓમાં સપડાઇ જઈ, પોતે દીન, હીન, અભિમાની અને પરતંત્ર બની જાય છે. એ દુઃખદ બંધનથી છૂટવાને માટે, એ અનિવાર્ય ઉપાય છે કે મનુષ્યે પ્રાપ્ત વિવેકના પ્રકાશથી પોતાના અંતરમાં જે સનાતન સત્ય છે તેનું નિરીક્ષણ કરવું; અને વસ્તુ, અવસ્થા તથા પરિસ્થિતિ પોતાના જીવનમાં જોવામાં આવે તેથી અસંગ બની જઈ, દુરાચારનો ત્યાગ કરી સદાચારી થવું; અને નિર્વિકાર બની જવું.

એ પ્રત્યેક માનવનો અનુભવ છે કે દૃશ્ય જગતનો સંબંધ, સુખ-દુખમાં, મનુષ્યને ફસાવી દે છે, અને તેનાથી મનુષ્ય જો ફસાય નહિ અને અનાસકત થઈ જાય તો કોઇ પ્રકારનું દુઃખ તેને લાગતું નથી. પ્રિયમાં પ્રિય વસ્તુ કે વ્યક્તિથી સંબંધનો સ્વીકાર કર્યા છતાં, મનુષ્ય શાશ્વત શાંતિ કે શક્તિ મેળવી શકતો ન હોવાથી. તેવા સંબંધોથી અલગ થઈ જે તેને સર્વોત્કૃષ્ટ પ્રિય સ્વભાવથી જ છે, તેનાથી એકતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તેણે અનાસક્ત થયા સિવાય લક્ષ્ય પ્રાપ્ત થતું નથી. ગમે તેવી પ્રિય પ્રવૃત્તિમાં આસકત થઈ ગયા હોય તોપણ તે થાકે છે અને પ્રત્યેક વ્યક્તિ અને વસ્તુથી છૂટો થઈ ગાઢ નિદ્રા લેવા ઇચ્છે છે. જોકે એવી ગાઢ નિદ્રા વખતે કોઇ પ્રકારનું દુઃખ કે વિષમતા જણાતાં નથી, પણ તે નિદ્રાથી પણ પ્રાણીઓ પોતાની મેળે જાગૃત થઈ જાય છે. આ ટૂંકા સમયની સુષુપ્તિ જે શાંતિ અને દુઃખની નિવૃત્તિ



આપે છે તે ટકતી નથી. પણ એ સુષુપ્તિ જેવું સામ્ય અને દુઃખની નિવૃત્તિ કાયમ રહે, પણ સુષુપ્તિમા જે જ્ઞાનશૂન્યતા હોય છે તેવી જ્ઞાન-શૂન્યતા ન રહે એવી સ્થિતિ, મનુષ્ય ખોળે છે. એવા જીવનની ખોજ કરવાની જીવન વિકાસની દશા પ્રાપ્ત થાય ત્યારે તે તેથી પણ ઉચ્ચતર સ્થાનનું દર્શન કરે છે. એ દશાએ પહોંચતાં મનુષ્યને એવું નિશ્ચળ બળ મળે કે જેથી વિશેષ બીજું કાંઇ મેળવવાનું રહેતું નથી. તેનું અલૌકિક, અનંત, નિત્ય ચિન્મય જીવન બનાવવા માટેની એટલે કે નિર્વિકલ્પ જ્ઞાનમય જીવનની લાલસા વ્યાકુળ કરે છે. એવું જીવન સર્વ અવસ્થાઓથી ઉત્કૃષ્ટ અને સ્વાભાવિક જીવન છે. આવા સ્વતઃ સિદ્ધ અનંત જીવન માટેની રુચિ, માનવમાત્રમાં સ્વભાવથી જ વિદ્યમાન છે, પણ તેવું જીવન પ્રાપ્ત કરવાને માટે, સર્વ અવસ્થાઓથી વિમુખ થવું જરૂરનું છે. એ અવસ્થાઓથી વિમુખ થતાં જ, અવસ્થાતીત જીવનનો અનુભવ થઈ જાય છે.

આત્મનિરીક્ષણ જ વાસ્તવિક સત્સંગ, સ્વાધ્યાય અને અધ્યયન છે, કારણ કે આત્મનિરીક્ષણ વિના પ્રાણી, જે સત્યતત્ત્વ, અને જ્ઞાન તેનામાં હંમેશાં કાયમ જ છે તેની ઉપલબ્ધિ કરી શકતો નથી, તેથી જ આત્મનિરીક્ષણ દ્વારા જ આપણને વાસ્તવિક સત્યતત્ત્વ અને જ્ઞાનની ઉપલબ્ધિ થઇ શકે છે.

આત્મનિરીક્ષણ કરવા લાગતાં જ, જે વિવેકશક્તિથી, અસત્ય જોઇ શકાય છે, એ જ વિવેક મનુષ્યને સત્યનો યોગ પણ કરી કરાવી શકે છે. તે દ્વારા જ સત્યનો સંયોગ પામવાનો (સત્યથી અભિન્ન થવાનો) અને અસત્યથી નિવૃત્ત થવાનો ઉપાય પ્રાપ્ત થાય છે. આત્મનિરીક્ષણ સિવાય, કોઇપણ સદ્ગ્રંથ કે સદ્ગુરુએ આપેલું જ્ઞાન આપણને કામ આવતું નથી. એવું જ્ઞાન તો માત્ર મગજમાં સંગ્રહાય છે. એતો નકશાની નદી જેવું જ્ઞાન છે. નકશો આપણને વાસ્તવિકતા સુધી પહોંચાડવાનું સાધન છે ખરું, પરંતુ નદીનો નકશો જોઇને સંતોષ પામી જઇએ, તો એક ટીપુંય પાણી મળશે નહિ અને તરસ પણ છીપશે નહિ.

આત્મનિરીક્ષણની સાથે સાથે, આપણે સદ્ગ્રંથ અને સત્પુરુષોએ આપેલા જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ. આત્મનિરીક્ષણ દ્વારા, જ્યારે આપણે, આપણને શું શું વહાલું છે એ તપાસી લઇએ છીએ, ત્યારે આપણે કોઈ એવી ચેષ્ટા નહિ કરી શકીએ કે જેમાં બીજાઓનું વહાલુ વસ્તુ કે હિત ન રહેલું હોય.

જ્યારે આપણે, પ્રાપ્ત વિવેકના પ્રકાશથી આપણી વર્તમાન વસ્તુ-સ્થિતિનું વિશ્લેષણ કરીએ છીએ, ત્યારે આપણને, આપણામાં બે બાબતો જોવામાં આવે છેઃ (૧) ભોગની ઇચ્છા અર્થાત્ ઇંદ્રિયજન્ય સ્વભાવમાં પ્રવૃત્તિ અને (૨) વાસ્તવિક (મૂળ માનવતાની હોવી જોઇએ તે સ્થિતિ) સ્વાધીનતા. વાસ્તવિક સ્વાધીનતા એટલે વસ્તુ અવસ્થા અને પરિસ્થિતિથી મુક્ત જીવનની અભિલાષા. જે ભોગ ઇચ્છા કહેવાય છે તેની ઉત્પત્તિ તો માત્ર "આ" (શરીર) ને "હું" (આત્મા) માનવાથી થાય છે. એટલે કે શરીર મારું માનવાથી થાય છે. જોકે "આ" (શરીર) ને "હું" માની લેવું એ પોતાના અંતરમાં જે જ્ઞાન (પ્રચ્છન્ન) છે તેથી વિપરીત છે, છતાં આપણે, એ વાસ્તવિક જ્ઞાનનો અનાદર કરીને, 'આ' (શરીર)ની સાથે તદ્રુપ થઇને આપણને પોતાને ભોગ વાસનાઓમાં ફસાવીએ છીએ એ જ સર્વદુઃખનું મૂળ છે "આ" (શરીર)ને 'હું' માની લેવાથી "આ" (શરીર)માં સત્યપણાનો ભાવ દૃઢ થઈ જાય અને તેના પ્રત્યે પ્રિયતા, વહાલ ઊપજે છે. એ શરીર ઉપરનું વહાલ ધીરેધીરે, સમય જતાં, આસક્તિ થઇ જાય છે 'આ' (શરીર)ની સત્યતા અને તેના પરના પ્રેમમાં ફસાયેલ પ્રાણી, પોતાનું વાસ્તવિક નિત્ય જીવન શું છે તે ભૂલી જઈ, જુદી દિશાએ ચાલ્યો જાય છે. 'આ' (શરીર) ન રહેવાથી પણ જે રહે છે, અથવા જ્યારે "આ" (શરીર) નહોતું ત્યારે પણ જે હતું, વળી, જેને કારણે "આ" (શરીર) જીવંત કહેવાય છે તે જ આપણું નિત્ય અનંત જીવન છે. એ નિત્ય જીવનના અનુભવ સિવાય કોઈને પણ શાશ્વત શાંતિ અને સનાતન પ્રસન્નતા મળી શકતી નથી.



એ નિર્વિવાદ સિદ્ધ છે. જો મનુષ્ય પોતાના વિવેકના પ્રકાશથી "આ" (શરીર)ને "હું" ન માને અને 'આ' (શરીરને) ને "મારું" ન માને તો નિર્વાસના આપોઆપ આવી જશે, કેમકે તેમ થાય તો સંકુચિત અહં-ભાવ બાકી રહેતો નથી અને સાથે સાથે ભક્ત જેને ભગવાન, તત્ત્વવેત્તાઓ નિજસ્વરૂપ યોગીઓ યોગ અને સર્વ પોતાનું સર્વસ્વ માને છે, તેની સાથે અભિન્નતા-અભેદ પામી જવાય છે.

'આ' (શરીર) અને 'હું' (આત્મા) વચ્ચેનો ભેદ સમજાય તો "છે" (અસ્તિ-સત્-સનાતન સત્ય) થી અભિન્નતા પ્રાપ્ત કરવાનો ઉપાય મળી જાય. જેમ હળદર અને ચૂનો મેળવવાથી લાલ રંગ પેદા થાય છે અને બંનેને જુદાં પાડવાથી લાલ રંગ ખસી જાય છે, એ જ પ્રકારે 'આ' (શરીર) અને "હું" (આત્મા) ને જુદો પાડવાથી 'અહં' 'હું' ને "મારું" રૂપી લાલાશ કાયમને માટે મટી જાય છે, અને માત્ર અનંત નિત્ય જીવન માત્ર બાકી રહે છે જે માનવનું ખરેખરું લક્ષ્ય છે.

ભૌતિકવાદીઓ 'હું' અને 'તે' ને 'આ' (જગત)માં વિલીન કરીને વિશ્વથી એકતા- અભેદ સાધે છે. આસ્તિકવાદી, ઈશ્વરવાદીને એ સ્થિતિ એ માત્ર પ્રેમ પ્રેમ જ સર્વત્ર શેષ રહે છે, અધ્યાત્મવાદીને પોતામાં જ અભેદદર્શન થઇ સર્વસ્વ પ્રાપ્ત થાય છે.

ભૌતિકવાદ શરીર અને વિશ્વની એકતા સિદ્ધ કરીને, મનુષ્યને કર્તવ્યનિષ્ઠ બનાવે છે અને સુખદુઃખનો સદુપયોગ કરાવવા સાધકને સમર્થ કરે છે. આસ્તિકવાદ, મનુષ્યને સુખદુખથી પરદશા (સિદ્ધ કરાવીને, અખંડ, અનંત, રસપ્રદાન કરે છે અને અધ્યાત્મવાદ મનુષ્યને અખંડ એકરસમાં તરબોળ કરે છે. ભૌતિકવાદની ચરમસીમાએ પહોંચનાર, અધ્યાત્મવાદથી અભેદ સાધીને આસ્તિકવાદમાં પ્રવેશ કરે છે.

જ્યાં સુધી કર્તવ્યપરાયણતા સંપૂર્ણ સિદ્ધ ન થાય, ત્યાં સુધી જ મનુષ્ય ભૌતિકવાદમાં મશગૂલ રહે છે. એટલે કે એ ત્યાં સુધી જ ભૌતિક-વાદી રહે છે, જ્યાં સુધી તે વિશ્વથી પ્રાપ્ત વસ્તુઓ, સામર્થ્ય, લાયકાત વગેરે

જગતની સેવામાં સમાપ્તિ કરી દઈ, સમાજના ઋણથી મુક્ત બની, નિરભિમાનતા હાંસલ કરી લે છે.

'આ' ના અર્થમાં આખું જગત્ આવી જાય છે. શરીર જગત્ રૂપી સાગરના એક બિંદુ માત્ર છે, તેથી શરીરરૂપી બિંદુને સંસારરૂપી સાગરની સેવામાં જોડી દેવું એ જ શરીરનો સર્વોત્કૃષ્ટ સદુપયોગ છે; કારણ કે વ્યક્તિગત જીવન, સમાજના અધિકારોનો સમૂહ માત્ર છે, બીજું કાંઇ નથી. જ્યારે પ્રાણી સમાજના અધિકારોને સુરક્ષિત રાખતાં. પોતાનાં અધિકારને વીસરી જાય, ત્યારે આસ્તિકવાદ અને અધ્યાત્મવાદમાં, તેનો સ્વતઃ પ્રવેશ થઇ જાય છે, ત્યાર પછી તો ઘણું સુગમતાપૂર્વક 'આ' અને 'હું' નો વિવેક થઈ જાય છે. અધિકારલોલુપતાને કારણે જ પ્રાણી 'આ' માં ફસાઈ જાય છે. જો પ્રાપ્ત વિવેકના પ્રકાશથી, પ્રાણી, એ સઘળી ઇચ્છાઓ જેમાં સમાજનું હિત કે પ્રસન્નતા ન હોય, તેનો નાશ કરી નાખે, તો ઘણી સુગમતાપૂર્વક, તેનું મન નિર્વિકલ્પ થઈ જાય. મન નિર્વિકલ્પ થતાં જ. બુદ્ધિ સમતાયુક્ત થઈ જાય છે. બુદ્ધિમાં સમતા આવવાથી, આવશ્યક શક્તિનો વિકાસ થઈ જાય છે. તેમ થતાં પ્રાણી પોતાની સ્વાભાવિક લાલસા પૂર્ણ કરીને કૃતકૃત્ય થઈ જાય છે. તેનું જીવન નિર્વાસના, નિર્વૈરતા, નિર્ભયતા, સમતા, મુદિતા આદિ ગુણોથી પરિપૂર્ણ થઈ જાય છે અથવા કહો કે તે પોતાના જીવનનું નિર્માણ કરી લે છે. વ્યક્તિજીવનના એ રીતના નિર્માણથી. આપોઆપ સુંદર સમાજનું નિર્માણ થવા લાગે છે. આમ, આત્મનિરીક્ષણથી આપણે નિર્દોષ બની જવું જોઈએ એ બહુ આવશ્યક છે. આત્મનિરીક્ષણ કરવાથી આપણને એ સ્પષ્ટ વિદિત થઈ જાય છે કે પ્રાપ્ત શક્તિનો સદ્વ્યય, મનુષ્યોને સ્વભાવથી જ ઇચ્છતો હોય છે. એ એટલા ઉપરથી સિદ્ધ થાય છે કે, જ્યાં કોઇ આપણી સાથે વ્યવહાર કરે, ત્યારે જો તેમાં કાંઇ દોષ લાગે છે. ત્યારે આપણને એવો વ્યવહાર, બીજી વ્યક્તિ આપણા પ્રત્યે કરે છે તે સારું લાગતું નથી, છતાં આપણે બીજા પ્રત્યે, પ્રમાદવશ, એવો અનુચિત લાગતો વ્યવહાર કરી બેસીએ છીએ.



મિથ્યા, કડવું કે આવશ્યકતાથી વિશેષ યા ઓછું બોલવાનું કોઈને પ્રિય લાગતું નથી. આપણે એવી આશા રાખીએ છીએ કે આપણી સાથે જે કોઈ કાંઇ બોલે તે સત્ય. પ્રિય, હિતકર અને આવશ્યકતા પ્રમાણે હોવું જોઈએ. બોલવાની બાબતમાં, આ જાતનું જ્ઞાન, આપણને કોઇએ શીખવ્યું નથી હોતું. એવું આપણને આપમેળે જ હોય છે. બોલવાની શક્તિનો સદ્વ્યય કરવાથી, વાણીમાં સત્યતા આવી જાય છે. એવા બોલવાનો પ્રભાવ એની મેળે જ પડે છે તે પ્રભાવ તો એટલે સુધીનો હોય છે કે તે બોલ પ્રમાણે પ્રકૃતિમાં કાર્ય થવા લાગે છે એવો અનુભવ યથાર્થ બોલવાવાળાનો છે. એ જ પ્રમાણે આપણે દરેક ઇંદ્રિયના વ્યવહાર ઉપર, આપણી વિવેકદષ્ટિથી, નિરીક્ષણ રાખવું જોઇએ કે જેથી ઇંદ્રિયોની શક્તિઓનો દુર્વ્યય ન થાય. પણ તે ત્યારે જ થાય કે જ્યારે મનમાં એવા જ સંકલ્પ ઊઠે કે જે શુદ્ધ હોય. અને જેનો સંબંધ વર્તમાન પરિસ્થિતિને લગતો હોય. આનો મતલબ એ છે કે અનાવશ્યક અને અશુદ્ધ સંકલ્પોનો ત્યાગ કરવાથી જ ઇંદ્રિયોનો વ્યવહાર શુદ્ધ થઇ શકશે. એનું પરિણામ એ થશે કે આવશ્યક સંકલ્પો સિદ્ધ થઇ જશે અને અનાવશ્યક સંકલ્પોનો વિલય થશે. અર્થાત્ મનમાં નિર્વિકલ્પતા થઇ જશે, મનમાં નિર્વિકલ્પતા પ્રાપ્ત થતાં જ, જે મનની શક્તિઓ ઇંદ્રિયો તરફ દોડતી હતી, તે શક્તિઓ બુદ્ધિમાં ઉત્કૃષ્ટ થઇ ત્યાં વિરમશે, એથી બુદ્ધિ સમતા પ્રાપ્ત કરી અનંતના જ્ઞાનથી પ્રકાશિત બનશે. એવી પ્રકાશિત બુદ્ધિ. મન ઇંદ્રિયો વગેરેને શુદ્ધ જ્ઞાનના પ્રકાશને કારણે, વ્યવહારમાં સુંદરતાના સન્માર્ગ પર ચલાવશે.

આપણાં કાર્યોમાં દોષ તો ત્યારે આવે છે કે, જ્યારે મન અને ઇંદ્રિયો, બુદ્ધિથી જે સત્ય પ્રકાશ મળે છે, તેનો અનાદર કરે છે અને આપણે જે કાર્યો, બુદ્ધિના પ્રકાશ વિરુદ્ધ હોય તેવાં કાર્યોમાં ઇંદ્રિયો પ્રવૃત્ત થતી હોય તેનું સમર્થન કરતા રહીએ. બસ, આત્મનિરીક્ષણ ન કરવાથી જ આ ભૂલ થાય છે. આપણી બુદ્ધિ બીજાનાં કાર્યોનું નિરીક્ષણ

કરવામાં તો બહુ કુશળતા બતાવે છે, પરંતુ એ કુશળતાનો ઉપયોગ, આપણે આપણાં મન, ઇંદ્રિયો વગેરેના નિરીક્ષણમાં કરવો જોઈએ.

આપણે જેની સાથે રહીએ છીએ તેની વાત ઉપર વિશ્વાસ કરતા નથી, આપણો પોતાનો વિશ્વાસ ખોઇ બેસીએ છીએ, અને પછી અમારી વાતનો કોઇ વિશ્વાસ જ કરતું નથી એમ કહેવા લાગીને દુઃખી થઇએ છીએ. આ પ્રકારે પરસ્પરમાં અવિશ્વાસ થવાથી ઘણી ભયંકર ગાંઠો ઉત્પન્ન થઇ જાય છે. જીવન કલહનું કેન્દ્ર બની જાય છે. પોતાનું અસત્ય હોય તેને સત્ય માનવા લાગીએ છીએ અને બીજાનું સત્ય હોય તે અસત્ય પ્રતીત થવા લાગે છે, તેથી જીવનમાં ભિન્નતા, નીરસતા અને ઉત્સાહહીનતા વગેરે અનેક વિકારો ભરાઇ જાય છે એવી ભયંકર પરિસ્થિતિ ફેરવી નાખવા માટે, આપણે, આપણા પ્રત્યેક કાર્ય દ્વારા, સત્યતા, મધુરતા, પ્રિયતા અને હિતચિંતકતા દર્શાવવાં જોઇએ; અને આપણા સાથીઓના અસત્‌ અને કડવાશભર્યા વ્યવહારની ચર્ચા કર્યા સિવાય, તેઓની ઇચ્છાઓને, તેઓ જે કહે તે સાંભળી લેવું જોઇએ જેથી તેમને ખાતરી થઇ જાય કે તેઓને હર્ષપૂર્વક સાંભળી લેવામાં આવે છે, એમ થશે. તો આપણા સાથી થોડા જ દિવસોમાં પોતાનો સ્વભાવ પોતાના મેળે જ બદલવા માંડશે, જોકે આપણે કોઇના અસત્યનું અનુસરણ ન કરીએ, પરંતુ આપણે જેમ આપણી સત્ય વાતને માનતાં હોઇએ છીએ. તેવો જ આપણે સામાની વાતનો પણ અવશ્ય આદર તો કરવો જોઇએ. કારણ કે કોઇની અસત્ય વાતને અસત્ય કહેવાનો આપણને અધિકાર જ નથી. જો પોતાના અસત્યને કોઈ સત્ય પ્રકાશિત કરે, તો આપણે તેની વાત હર્ષપૂર્વક સાંભળી તો લેવી જોઇએ. તેને અનાદરપૂર્વક કે કડવાશથી જવાબ ન દેવો જોઇએ. એમ કરવાનું પરિણામ એ આવશે કે તેને પોતાનું અસત્ય પોતાને જ જણાઇ જશે. અને તે બિચારો પોતાની મેળે જ અસત્યનો ત્યાગ કરવા લાગશે. અનાદરના ભયથી જ મનુષ્ય પોતાની ખોટી વાતને વળગી રહી સાચી કરવા



મથે છે. જ્યારે આપણી ટીકા કરનાર પોતાના સ્વભાવ પ્રમાણે, આપણી સમક્ષ, આપણા સત્યનો અનાદર અને પોતાની ખોટી વાતનું પ્રતિપાદન કરવા માંડે, જો આપણે સામું પ્રતિપાદન કરવા માંડીએ, તો તેથી પરસ્પર સંઘર્ષ ઉત્પન્ન થઇ જાય છે; તેથી જો આપણને સારી રીતે સત્યનું દર્શન થઇ ગયું હોય તો આપણે આપણા સાથીના અસત્યને અસત્ય કહ્યા સિવાય, તેને સત્ય સમજાય તેવી દૃષ્ટિ આપીએ, તેમ થશે તો તે પોતે પોતાનું અસત્ય સમજી જશે અને પોતાને સત્યાર્થી બનાવવાને તત્પર થઈ જશે.

પોતાનું આત્મનિરીક્ષણ કરવામાં, મનુષ્યે જે સ્વાભાવિક રુચિઓ પોતાનામાં બનાવી રાખી હોય છે, તે અનુસાર તેને સત્યનું દર્શન થાય છે. જોકે સત્ય, સર્વ રુચિ સ્વભાવોના રંગથી જુદું જ હોય છે તો પણ અસત્યને ખુલ્લું પાડવામાં સત્ય જ સમર્થ છે. જુદી જુદી રુચિઓ તો, કોઇ ને કોઇ સંકુચિતતાના અભિમાનના આધારે જ સર્જાઇ હોય છે. તેથી સત્ય તો, તેને રુચિઓથી અતીત જ હોય છે. નિર્ભેળ હોય છે.

આત્મનિરીક્ષણ કરવાથી આપણને એવું જ્ઞાન પણ થાય છે કે ન્યાય અને પ્રેમથી જ પારસ્પરિક એકતા, પ્રેમ અને મધુરતા સુરક્ષિત રહી શકે છે, પણ ન્યાય પોતાના પ્રતિ અને પ્રેમ સામા પક્ષ પ્રત્યે કરવો જોઇએ. પોતા પ્રત્યે ન્યાયની દૃષ્ટિ કરવાથી નિર્દોષતા આપણામાં આવે છે અને સામા પક્ષ પ્રત્યે પ્રેમ કરવાથી, સ્નેહની એકતા અને સ્વરૂપનો અભેદ અનુભવમાં આવવા લાગે છે. ન્યાયનો વાસ્તવિક ધર્મ છે બળનો સદુપયોગ, પ્રેમનો વાસ્તવિક ઉપયોગ છે, પોતાના હક્કને ભૂલી જઇ સામાના અધિકાર-હક્કની રક્ષા કરીને, બુરાઇને બદલે ભલાઇ કરવામાં પ્રસન્નતાનો અનુભવ કરવો. કારણ પ્રેમમાં કોઇ પ્રકારની ભેદબુદ્ધિ કે અલગપણું હોય નહિ. વાસ્તવિક એકતાનો અનુભવ થઈ જાય તો, મનુષ્ય ઘણી સુગમતાથી બુરાઇનો બદલો ભલાઈથી આપી શકે છે. દાખલા તરીકે જો કોઇવાર દાંતથી જીભ કચરાઇ જાય તોપણ જીભ,

દાંતોને તોડી નાખવાનું યોગ્ય માનતી નથી, ઊલટું, દાંતોમાં કાંઈ ભરાઈ ગયું હોય તો તે કાઢી નાખવાનો જીભ પ્રયત્ન કરે છે.

આત્મનિરીક્ષણથી આપણને એ જ્ઞાન પણ આવે છે કે સર્વને સુખ આપવાને માટે અને તેમના દુઃખમાં ભાગી બનવાને માટે, આપણે, સૌની સાથે એકતાનો ભાવ સ્થાપિત કરવો જોઈએ. આપણે આપણું દુઃખ મટાડવાને માટે આપણાથી વધારે સુખીઓ તરફની મદદની આશા સેવીએ છીએ, તો પછી આપણા પ્રાપ્ત સુખ દ્વારા, આપણાથી વધારે દુઃખીઓની આશા પૂરી કરવામાં પાછી પાની કરવી એ ભૂલ છે, આ ભૂલને મટાડવાને માટે આદર કરવો એ જ મહામંત્ર છે. આપણે જે જ્ઞાન અનુભવ્યું છે તેનું નામ વિવેક છે. શીખેલું જ્ઞાન વિવેક ઉત્પન્ન કરી શકતું નથી. તે તો મગજમાં ખડકેલો કોઠાર જ છે. આત્મનિરીક્ષણથી એ પણ અનુભવ થાય છે કે પ્રવૃત્તિના અંતે નિવૃત્તિ અને નિવૃત્તિના અંતે પ્રવૃત્તિ આપોઆપ થયા કરે છે, પણ રાગયુક્ત પ્રવૃત્તિ પ્રમાદને કારણે વાસનાઓની જાળમાં આપણને ફસાવે છે તેથી પ્રાણી અનેક ઊંચનીચ યોનિઓ પ્રાપ્ત કરીને, અનેક પ્રકારનાં સુખદુઃખ ભોગવતો રહે છે. અર્થાત્ આનંદથી વિમુખ રહે છે. આનંદ સાથે તો આત્માની જાતીય તથા સ્વરૂપથી એકતા છે અને સુખદુઃખ સાથે તો કલ્પેલી એકતા છે. કામનાની ઉત્પત્તિમાં દુઃખ અને પૂર્તિમાં સુખ ભાસે છે. કામનાની ઉત્પત્તિ, શરીર સાથે એકતાનો સ્વીકાર કરવાથી થાય છે અને તે વાસ્તવિક રીતે તો ભૂલ છે, કેમકે જેને આપણે, આપણાથી જુદું જાણીએ છીએ; તેને આપણું સ્વરૂપ માની લેવું અથવા તેની સાથે આત્મીયતાનો સ્વીકાર કરવો એ પ્રમાદ સિવાય બીજું કાંઇ નથી.

જે વિવેકથી પ્રમાદને પ્રમાદ તરીકે ઓળખીએ છીએ, તે જ વિવેકથી, પ્રમાદનો અંત થઇ શકે છે, અર્થાત્ વિવેક દ્વારા સ્થૂલ સૂક્ષ્મ અને કારણ ત્રણે શરીરોની આસક્તિ દૂર થતાં જ, રાગ, ત્યાગમાં બદલાઈ જાય છે ત્યારે નાતો પ્રેમાસ્પદનો જ રહે છે અને તે નાતે, એ પ્રેમાસ્પદની



પ્રસન્નતાને માટે જ, સ્વાર્થરહિત પ્રવૃત્તિ થવા લાગે છે. પ્રેમીને, સર્વમાં પોતાના પ્રિયતમનું દર્શન થાય છે અર્થાત્ એવો અનુભવ થાય છે કે જે કાંઇ દૃશ્ય છે તે સર્વમાં પોતાના પ્રેમાસ્પદજ છે. બીજું કાંઈ છે નહિ. વાસનારહિત નિવૃત્તિ સિદ્ધ થવાથી, એવો બોધ આપોઆપ પ્રગટ થાય છે કે પ્રેમાસ્પદના સિવાય કદી કાંઈ ઉત્પન્ન થયું જ નથી. એવો બોધ થતાં જે અવસ્થા પ્રાપ્ત થાય છે તેમાં શરીરથી થતી પ્રવૃત્તિ, સ્વાર્થરહિત, સર્વ હિતકારી સદ્ભાવનાથી પ્રેરીત થવા લાગે છે. સ્વાર્થરહિત સર્વ હિતકારી પ્રવૃત્તિ, વાસ્તવિક રીતે તો નિવૃત્તિ સમાન જ છે. એવી પ્રવૃત્તિ સમાજના અધિકારને સુરક્ષિત રાખે છે અને તેને બદલે કાંઇ મેળવવાની રુચિ રહેવા દેતી નથી. સ્વાર્થરહિત થતાં જ કોઈ પ્રકારનો ઉપભોગ બાકી રહેતો નથી અને ઉપભોગનો અંત થતાં જ પ્રાણી પોતાના પરમ પ્રેમાસ્પદનો અનુભવ કરીને કૃતકૃત્ય થઇ જાય છે. તેથી એ નિર્વિવાદ સત્ય સિદ્ધ થાય છે કે વાસનારહિત નિવૃત્તિ અને સર્વ હિતકારી પ્રવૃત્તિ. એ બંને આવકારદાયક અને આચરવા કે અનુસરવાલાયક છે.

સર્વ હિતકારી પ્રવૃત્તિ અને વાસનારહિત નિવૃત્તિ એ બે જ માનવજીવનની મુખ્ય સાધનાઓ છે. એ બે ભાગોમાં જીવન વ્યતીત થવું જોઇએ. એ બે સાધનાઓ, જે એકના પ્રકાશથી પ્રકાશિત થાય છે તે એક જ સર્વનું સર્વસ્વ છે અને તેની સાથે જ સર્વનો અભેદ થઇ શકે છે.

વાસનાયુક્ત નિવૃત્તિ અને સ્વાર્થયુકત પ્રવૃત્તિ તો હંમેશાં નિંદાપાત્ર છે, કારણ કે વાસનાયુક્ત નિવૃત્તિ (મનુષ્ય) પ્રાણીને મિથ્યાચારી અને સ્વાર્થયુકત પ્રવૃત્તિ, તેને વિષયાસક્ત બનાવી દે છે. વાસનારહિત નિવૃત્તિ, ભેદમાંથી અભેદ તરફનું અને સ્વાર્થરહિત પ્રવૃત્તિ ભિન્નતાથી, અભિન્નતા તરફ પ્રેરિત કરે છે. અભિન્નતા સ્વાર્થ નાશ કરીને સાધકને સાધ્યની સાથે એકતા કરાવે છે, તે જ પ્રમાણે, વાસના રહિત નિવૃત્તિ, દેહાભિમાનનો નાશ કરીને, સાધકને પોતાના લક્ષ્યમાં

પ્રતિષ્ઠિત કરીને અભેદ સાધે છે. પછી તો તેના જીવનમાં કોઇપણ પ્રકારનો 'અભાવ' (અસંતોષ–ત્રુટિ) રહેતો નથી, અર્થાત્ 'યહ' (સંસાર) અને 'તે' (પરમાત્મા) અને 'હું' ત્રણેની વાસ્તવિક એકતા થઇ જાય છે.

આત્મનિરીક્ષણથી એ પણ જ્ઞાન થાય છે કે પ્રાપ્તનો અનાદર અને અપ્રાપ્તનું ચિંતન કરતા રહેવાથી પ્રાપ્ત શક્તિનો દુવ્યર્ય થાય છે. સદુપયોગ નથી થતો. આદરપૂર્વક વર્તમાન સ્થિતિનો સદુપયોગ ન કરવાથી, આગળ પાછળનાં વ્યર્થ ચિંતન થવા લાગે છે, એટલે ઉપયોગી ચિંતન થઈ શકતું નથી. જેનું એકમાત્ર સ્મરણ, ચિંતન અને ધ્યાન કરવાથી સિદ્ધિ મળે તેના તરફ, સાર્થક ચિંતન સિવાય પ્રગતિ થતી નથી. જ્યાં સુધી પ્રાણી એ અનંત જીવનની સિદ્ધિ મેળવતો નથી, ત્યાં સુધી તે કોઈ ને કોઇ ચિંતનમાં લાગ્યો જ રહે છે તે અનંત જીવન સર્વ અવસ્થાઓ, વસ્તુઓ અને પરિસ્થિતિઓથી અતીત છે. એ અનુભવ કરવાને માટે તો આપણે સઘળાં ચિંતનનો ત્યાગ કરવો જ જોઇએ. સ્વાર્થભાવ મટાડવાને માટે જેમ સેવાભાવ અનિવાર્ય છે, તેમ જ વ્યર્થ ચિંતનનો નાશ કરવાને માટે સાર્થક ચિંતન પણ પરમાવશ્યક છે. જ્યાં સુધી અપ્રાપ્ત પરિસ્થિતિની આશા કર્યા સિવાય પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ ન થાય ત્યાં સુધી વ્યર્થ ચિંતન થયા કરવાનું સ્વાભાવિક જ છે. પ્રાપ્ત પરિસ્થિતિ જ સર્વોચ્ચ સાધનસામગ્રી છે એમ માને તો જ પ્રાણી અપ્રાપ્ત પરિસ્થિતિની આશા છોડી શકશે. પ્રત્યેક પારસ્થિતિ પ્રકૃતિના ન્યાયથી મળેલી સાધનસામગ્રી છે. બીજું કાંઇ નથી. સાધનમાં સાધ્યબુદ્ધિ કે જીવનબુદ્ધિ કરવી એ ભૂલ છે. સાધક સાધન દ્વારા, સાધ્યથી અભેદ પાળી શકે છે. તેથી હરેક સાધકે, સર્વ પરિસ્થિતિઓથી અનંત નિત્ય જીવન પ્રાપ્ત કરવાને માટે પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવો જોઇએ. આ ત્યારે જ બની શકે કે જ્યારે મનુષ્ય, પરિસ્થિતિને સાધન અને પરિસ્થિતિઓથી અતીત, નિત્ય, દિવ્ય તથા ચિન્મય જીવનને સાધ્ય-લક્ષ્ય જાણે કે માને.



આત્મનિરીક્ષણથી એ પણ સ્પષ્ટ થઇ જાય છે કે પ્રત્યેક પરિસ્થિતિ અપૂર્ણ હોય છે. કોઇને બીજાની સરખામણીએ, અમુક પરિસ્થિતિ ઊંચી કે નીચી ભલે લાગતી હોય, પણ ખરી રીતે જોતાં તો, સર્વ પરિસ્થિતિઓની એક જ દશા હોય છે, તેનું કારણ એ છે કે દરેક પરિસ્થિતિમાં, મનુષ્યને પોતાની પરિસ્થિતિથી બીજાની પરિસ્થિતિ વધારે સુખવાળી કે દુઃખ વાળી ભાસે છે. પ્રાણી પોતાથી વધારે દુઃખીઓને જોઇને, પોતાને સુખી અને બીજાઓને સુખી જોઇ પોતાને દુઃખી માને છે, અથવા એમ કહો કે જ્યારે કોઇ પરિસ્થિતિ અપ્રાપ્ત હોય તે કાળે જ, એ સ્થિતિની સત્યતા અને સુંદરતાનું આકર્ષણ થાય છે. જો એ પ્રાપ્ત થઇ જાય તો તેમાં એવું આકર્ષણ રહેતું નથી. પ્રાપ્ત થાય ત્યારે તો તેથીયે વધારે આગળ વધવાની સ્વાભાવિક રુચિ પેદા થાય છે, તેથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે આપણે તો તે જોઇએ છે જે સઘળી પરિસ્થિતિઓથી પર ( અતીત–અર્થાત્ શાશ્વત ) દશા હોય. એ દશામાં પહોંચવાને માટે કોઇ ખાસ પરિસ્થિતિની જરૂર નથી હોતી. એટલું જ નહિ પણ પ્રાપ્ત પરિસ્થિતિના સદુપયોગ દ્વારા, આપણે તેનાથી અસંગ થવું છે અને અપ્રાપ્ત પરિસ્થિતિનું ચિંતન કરવું નથી. પરિસ્થિતિના ચિંતનથી મુક્ત થતાં જ આસ્તિકો(ભકતો)ને ભગવત્ ચિંતન અને જિજ્ઞાસુઓને તત્ત્વચિંતન આપોઆપ થાય છે. તેથી વ્યર્થ ચિંતનનો નાશ થઇ શરણાગતિ અથવા નિશ્ચિંતપણું પ્રાપ્ત થાય છે. તે પછી તો પ્રાણી પોતાનું લક્ષ્ય સિદ્ધ કરીને કૃતકૃત્ય બની જાય છે. વળી, આત્મનિરીક્ષણથી એ પણ જણાય છે કે, સમતા વગર શાંતિ નથી. વાસ્તવિક સમતા, કોઇ વિશેષ પરિસ્થિતિથી આવતી નથી. પરંતુ સર્વ પરિસ્થિતિઓથી ઉપરની દશાથી અથવા પોતપોતાના સ્થાનમાં સ્થિરતા ધારણ કરવાથી વાસ્તવિક સમતા પ્રાપ્ત થાય છે. સર્વ પરિસ્થિતિઓથી ઉપરની દશામાં જે સામ્ય છે તે નિત્ય અને અનંત છે, અને પોતપોતાના સ્થાને સ્થિરતા (સંતોષ) અનુભવવાથી, જે સામ્ય પ્રાપ્ત થાય છે તે, એકબીજાના પરસ્પર અધિકારોને સુરક્ષિત રાખવા જેવી પ્રીતિ

કેળવાઇ, એકતા થાય છે તેવું છે. આવું ત્યારે જ થઇ શકે કે જ્યારે વ્યક્તિગત જીવન, સામાજિક જીવનનો સમૂહ બની જાય અને સામાજિક જીવન એ જ વ્યક્તિગત જીવન બની જાય. પણ આ સ્થિતિ ત્યારે થાય કે જ્યારે માનવ કર્તવ્ય કરવું એને જ પોતાનો અધિકાર સમજે, અને હક્કોની લાલસાથી મુક્ત થઈ, નિશ્ચિંત બની જાય. એવો પણ સર્વનો અનુભવ છે કે દરેક પ્રવૃત્તિને અંતે, શક્તિહિનતા, જડતા અને પરાધીનતા વગેરે નિર્બળતાઓ આવી જાય છે અને નિવત્તિ થવાથી સ્વાભાવિક રીતે જ, આપોઆપ શક્તિનો સંચય થવા માંડે છે અર્થાત્ પ્રવત્તિથી આવી જતી નિર્બળતા નાશ પામે છે તેથી એવું નિર્વિવાદ સિદ્ધ થાય છે કે પ્રત્યેક પ્રવૃત્તિ શક્તિનો વ્યય અને પ્રત્યેક નિવૃત્તિ, શક્તિનો સંચય કરાવવા સમર્થ છે. જો પ્રાણી પ્રવૃત્તિના દોષોથી દુખી થઇને, તેની વાસનાથી રહિત થઈ જાય અને પછી આપમેળે જ પ્રાપ્ત થતી નિવૃત્તિ મેળવી નિશ્ચિંત બની જાય તો ભોગને બદલે યોગ, રાગને બદલે વૈરાગ્ય. પરાધીનતાને બદલે સ્વાધીનતા તથા જડતાને બદલે ચિંતનતા પ્રકટે. પછી જેનાથી જાતીય તથા સ્વરૂપની એકતા છે, તેનાથી અભેદ અને જેનાથી કલ્પેલી જ એકતા છે તેનાથી જુદાપણું થઇ જાય, અર્થાત્ કોઇપણ પ્રકારની વિષમતા અને ભિન્નતા રહેતી નથી. એ સારી રીતે અનુભવ થઇ જાય છે કે પ્રત્યેક પ્રવૃત્તિ કેવળ છુપાયેલા રાગની વાસ્તવિક હસ્તીનો પરિચય આપે છે, અને નિવૃત્તિમાં, પ્રવૃત્તિઓનો અંત થઇ, પ્રવૃત્તિ નિવૃત્તિથી અતીત, અનંત, નિત્ય જીવનનો પાઠ શીખવાય છે. બસ. આ જ આધ્યામિક અને આસ્તિક જીવન છે, તેથી જ આત્માનિરીક્ષણ દ્વારા, મનુષ્ય, અત્યંત સુગમતાથી આધ્યાત્મિક ઉત્થાન, તથા વાસ્તવિક જીવનનો અનુભવ પામી, કૃતકૃત્ય થઈ શકે છે.





## બીજો નિયમ

**થઇ ગયેલી ભૂલ ફરી નહિ કરવાનું વ્રત લઇને સરલ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરવી.**

જ્યારે આત્મનિરીક્ષણથી, આપણે કરેલા દોષોને જોઇ લઇએ છીએ, ત્યારે તે દોષ ટાળવાને માટે પ્રાયશ્ચિત્ત, વ્રત અને તપ તથા પ્રાર્થના કરવાનું અનિવાર્ય બની જાય છે, કારણ કે પ્રાયશ્ચિત્ત વિના, ફરી ભૂલ ન કરવાનો નિશ્ચય દૃઢ રહી શકતો નથી; અને વ્રત લીધા વિના, ભૂલ ફરી ઉત્પન્ન ન થાય અને નિર્દોષતા હાંસલ થાય તેવો સંભવ નથી. વળી, પ્રાર્થના વિના વ્રત પૂરું કરવાની શક્તિ અને નિરભિમાનતા પેદા થવાનો સંભવ હોતો નથી.

પ્રાર્થનારહિત તપથી મર્યાદિત અહંભાવની દઢતા થાય છે જે સાધકને ગુણોના અભિમાનમાં ફસાવે છે. ગુણોનું અભિમાન એ દોષોનું મૂળ છે. તેથી વ્રતપાલન કરવામાં જે કઠણાઇઓ દેખાય તેને તપ સમજીને, સહર્ષ સહન કરી લઈએ અને આવશ્યક શક્તિ તથા નિરભિમાનતા માટે સરલ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરીએ, તો દોષોની નિવૃત્તિ અને નિર્દોષતાની પ્રાપ્તિ આપોઆપ થઇ જાય, એ નિર્વિવાદ સિદ્ધ છે. નિરભિમાનતાનું વાસ્તવિક તાત્પર્ય એ છે કે ગુણોનો સંગ ન લાગે અને દોષોની ઉત્પત્તિ ન થાય.

ભૂલને ભૂલ જાણી લીધાથી જે વેદના ઉત્પન્ન થાય છે, તે જ સાધકના મનમાં પ્રાયશ્ચિત્ત કરવાની ભાવના જાગ્રત કરે છે. કરેલી ભૂલ ફરી ન થાય એ જ ખરું પ્રાયશ્ચિત્ત છે; પરંતુ એ પ્રાયશ્ચિત્તને સચેત અને સફળ બનાવવા માટે એ અનિવાર્ય થઇ જાય છે કે થયેલી ભૂલમાં જે સુખનો ઉપભોગ કર્યો હોય, તેને દુઃખકારક સમજીને, એ સુખની આસક્તિ ભૂંસી નાખવી; અને કોઇ ને કોઇ પ્રકારનું તપ કરવાનું સ્વીકારી લેવું જેથી ફરી ભૂલ ન કરવાની દઢતા આવી જાય, અસાવધાની મટી જાય, હૃદયની

દુર્બળતાનો અંત થઇ જાય અને ફરીને એવા સુખની આશાનો અંકુર ન ફૂટે કે જેના રાગથી પ્રેરિત થઇને ભૂલ કરવામાં આવી હતી. એ જાણીતું છે કે સુખની આશાથી પ્રેરિત થઇને પ્રાણી ભૂલ દ્વારા ઉત્પન્ન થયેલાં સુખનો ઉપયોગ કરે છે, અવિવેકજન્ય, ચિત્તની અશુદ્ધિથી જ, સુખ ભોગમાં પ્રવૃત્તિ થાય છે. દાખલા તરીકે, લોભના દોષથી ધનના ઉપયોગની લાલસા અને હાનિનો ભય, મોહના દોષથી સંયોગ ઈચ્છાની ગુલામી તથા વિયોગનો ભય, અભિમાનના દોષથી માનની લાલસા અને અપમાનનો ભય, અને કામના દોષથી કામના પૂર્તિ માટેની ગુલામી અને પૂર્તિ ન થવાનો ભય ઉત્પન્ન થાય છે.

પ્રાયશ્ચિત્ત દ્વારા, ચિત્ત શુદ્ધ થઈ જઇને, ભોગાસક્તિ અર્થાત્ સુખ-લોલુપતા મટી જાય છે. સુખલોલુપતા મટી જવાથી, દુઃખ જેવી કોઇ વસ્તુ બહાર રહેતી નથી, કેમકે એવું કોઈ દુઃખ હોઇ શકે નહિ કે જેનો જન્મ કોઇ પ્રકારના સુખભોગથી થયો ન હોય.

સુખદુઃખની લાગણીનો અભાવ થતાં જ હૃદયમાં આપોઆપ, આનંદની ગંગા લહેરાવા લાગે છે. પ્રાયશ્ચિત્ત કરવાથી વ્રતી જીવનનો આરંભ થઇ જાય છે. વ્રતી જીવનથી જ, નિર્દોષ રહેવાની લાલસા સદાય અને સ્થાયી થઈ જાય છે. તે ભૂલને ઉત્પન્ન જ થવા દેતી નથી, અને અસંયમ અને અસાવધાનીનો નાશ કરીને સતત જાગૃતિ પ્રદાન કરે છે. એમ થવાથી પ્રાણી સાધનયુક્ત જીવન દ્વારા, લક્ષ્ય તરફ પ્રગતિશીલ થાય છે અને મોટામાં મોટી કઠણાઈઓને સહર્ષ સહન કરી લે છે. આ જ ખરી રીતે તપ છે. તપથી આવશ્યક શકિતનો વિકાસ આપોઆપ થાય છે, અને સઘળી નિર્બળતાઓનો નાશ થવા લાગે છે.

વ્રતયુક્ત જીવન સુરક્ષિત રાખવા માટે, ભક્ત સરલ વિશ્વાસપૂર્વક પ્રાર્થનાનો આશ્રય લે છે અને ભૌતિકવાદી તપશ્ચર્યાનો આશ્રય લે છે. પ્રાપ્ત શક્તિનો સદ્વ્યય કરવાથી જ પ્રાર્થના કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. શકિતનો સંગ્રહ તથા અપવ્યય કરવાથી કરેલી પ્રાર્થના નિષ્ફળ થાય છે,



કેમકે તે અનધિકાર ચેષ્ટા છે. અથવા એમ કહો કે પ્રાર્થના ખરી રીતે સત્યની ભૂખ સિવાય બીજું કાંઈ નથી. તેથી જેમ જેમ સત્યની ખોજ તથા તેની અભિલાષા સબળ થતી જાય છે, તેમ તેમ પ્રાર્થના, ભકતનું જીવન બની જાય છે. જયાં સુધી પ્રાર્થના, પ્રાર્થના કરનાર તથા જેની પ્રાર્થના કરવામાં આવે છે, એ ત્રણે એક ન થઇ જાય, ત્યાં સુધી પ્રાર્થના થયા જ કરે છે.

એ દૃષ્ટિએ પ્રાર્થના, માવનજીવનનું આવશ્યક અંગ છે. પ્રતિકૂળ પરિસ્થિતિઓમાં પ્રાર્થનાથી જ નિતનવ ઉત્સાહની વૃદ્ધિ થાય છે અને અનુકૂળ પરિસ્થિતિઓમાં, તેથી પ્રાપ્ત શકિતનો. સદ્વ્યય કરવાની શકિત પ્રાપ્ત થાય છે. તેથી સર્વે દશામાં પ્રાર્થનાથી પ્રાણીઓનું હિત થાય છે.

પ્રાર્થના અશકતનો અંતિમ પ્રયત્ન, સફળતાનું અચૂક સાધન અને આવશ્યક સામર્થ્ય પ્રદાન કરનાર મહામંત્ર છે. અથવા એમ કહો કે, એ દુખીઓની યોગ્ય સાધના છે. પ્રાર્થના પ્રત્યેક પરિસ્થિતિમાં, સુગમતા. પૂર્વક થઇ શકે છે. કેમકે તે માટે કોઈ બીજી સાધનસામગ્રીની જરૂર પડતી નથી એ દૃષ્ટિએ પ્રાર્થના પ્રાણીમાત્રની સહજ સાધના છે.

પ્રાર્થના વિષે જેટલું કહીએ તેટલું ઓછું છે. કારણ કે તે નિરાશાને આશામાં, નિર્બળતાને બળમાં અને નિષ્ફળતાને સફળતામાં પલટાવીને પ્રાણીને ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત કરાવવા સમર્થ છે.



## ત્રીજો નિયમ

વિચારનો પ્રયોગ પોતાના પર અને વિશ્વાસનો બીજાઓ પર. અર્થાત્ ન્યાય પોતાના પર અને પ્રેમ તથા ક્ષમા અન્ય તરફ.

માનવ માત્રમાં વિશ્વાસ અને વિચારની શક્તિ સ્વભાવમાં વિદ્યમાન છે. કારણ કે એવો કોઇ માનવ નથી. જેનો કોઇ ને કોઇ પર વિશ્વાસ ન હોય, અને જે કાંઈ ને જાણતો ન હોય. પણ એ બંનેનો યથાર્થ ઉપયોગ તે જ કરી શકે છે કે જેનું જીવન સાધનયુકત હોય.

વિશ્વાસ એકતા પ્રદાન કરે છે અને વિચાર નિર્દોષતા ઉત્પન્ન કરે છે તેથી પોતાને નિર્દોષ બનાવવાને માટે વિચારની અત્યંત આવશ્યકતા છે. અને જેનાથી ભેદવૃત્તિનો અનુભવ થતો હોય તેનાથી એકતા સ્થાપિત કરવાને માટે, વિશ્વાસની અત્યંત આવશ્યકતા છે. વિચાર એટલે પોતાના જ્ઞાનનો પ્રકાશ આપણને આપણા દોષોનું દર્શન કરાવે છે તેમ જ તેનો નાશ કરવાનો ઉપાય પણ બતાવે છે, કારણ કે વિચારથી ન્યાયની પ્રતિષ્ઠા થાય છે. તે જ ન્યાય સાર્થક છે જે પોતાના ઉપર કરાય કેમકે જેટલી સ્પષ્ટતાથી આપણે આપણા દોષ જોઈ શકીએ છીએ તેટલી સ્પષ્ટતાથી બીજાના જોઇ જાણી શકાતા નથી. ન્યાય એ અનિષ્ટ કરનાર કોઈ વિધિ નથી. ઊલટું, આપણને સુધારનાર વાસ્તવિક ઉપાય છે.

પ્રાકૃતિક નિયમ અનુસાર કોઇ પણ વ્યક્તિ પોતાની દૃષ્ટિમાં અપરાધી બનીને રહેવાનું પસંદ કરતા નથી તેથી પોતાનો ન્યાય પોતે જ કરવો એ અનિવાર્ય છે. એ તો સહુને ખબર જ હોય છે કે, હરેક દોષ કરનારને ભૂતકાળમાં પોતે કરેલા દોષોનું જ્ઞાન હોય છે. એ દૃષ્ટિએ જે ભૂલ કરી ચૂકયા છે, તેના જ્ઞાનથી તે પોતાને દોષિત માને છે. વર્તમાન કાળે એટલે કે વિચાર કરતી વખતે જે નિર્દોષતા હોય છે, તેને સુરક્ષિત રાખવાથી, મનુષ્ય, પોતાની દૃષ્ટિએ પોતે આદર યોગ્ય હોવાનો અનુભવ કરે છે. પણ જ્યાં સુધી તે સર્વાંશે નિર્દોષ બની ન જાય, ત્યાં સુધી ચાલુ નિર્દોષતા



સુરક્ષિત રહેતી નથી એટલું જ નહિ પણ પોતાનો અપરાધીપણાનો ભાવ પણ નષ્ટ થતો નથી. તે કારણે જાણેલા અને કરેલા દોષોનો સર્વાંશે ત્યાગ કરવાનું અનિવાર્ય છે. પ્રત્યેક દોષ એ દોષથી જન્મેલ સુખલોલુપતાના આધારે જીવંત રહે છે. અથવા એમ કહો કે તે દોષની પુનરાવૃત્તિ તેથી થયા કરે છે. દોષથી વેદના અનુભવાય તો જ સુખલોલુપતાનો નાશ થાય. દોષને જાણી લેવા માત્રથી, જાગૃત તો થવાય છે, પરંતુ દોષમાં જણાવેલ સુખની લોલુપતા વૃત્તિ, દોષ કરનારને પોતાની નિર્દોષતાની રક્ષા કરવા દેતી નથી, અને તે મનુષ્ય, પોતાનામાં થોડી નિર્દોષતાની ઝલક અનુભવવાથી દોષજનિત વ્યથાને દબાવી દે છે, એટલું જ નહિ, તે પારકાના દોષ જોવા લાગીને, પોતે નિર્દોષ બનવાની લાલસાને પણ શિથિલ કરી નાખે છે. તેનું ઘણું ભયંકર પરિણામ એ આવે છે કે, પોતાના પ્રતિ ન્યાય કરવાની ઇચ્છા શિથિલ થઇ જાય છે અને મનુષ્ય, અપરાધી હોવા છતાં, બીજાઓની દૃષ્ટિએ પોતે નિરપરાધી દેખાયા કરે એવો દંભ કરવા માંડે છે.

પોતાનો જ ન્યાય પોતે કર્યા સિવાય એ દંભનો નાશ થતો નથી. આપણે અપરાધી રહ્યા કરીએ અને બીજા આપણને નિરપરાધી માને રાખે એવી વૃત્તિ, આપણને આપણો ન્યાય કરવા દેતી નથી. બીજા આપણને ભલે ને અપરાધી માને પરંતુ આપણે આપણી મેળે નિર્દોષ રહીને, ચેતતા રહીશું એવો દૃઢ નિર્ણય કરીએ તો તેથી જ, આપણને આપણા પ્રતિ ન્યાય કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થશે.

કરેલી ભૂલને ભૂલ તરીકે સ્વીકારી લઇએ કે તત્કાળ ભૂલની વેદના જાગ્રત થાય છે. એમ થતાં જ માનવ પરદોષ દર્શન કરવાનો ત્યાગ કરી દે છે અને પોતે કરેલા દોષથી થતી વેદના તીવ્ર અને સબળ બને છે.તેથી ભૂલ જનિત સુખલોલુપતાનો નાશ થાય છે. દોશજનિત સુખલોલુપતાનો નાશ થતાં જ, દોષ ઉત્પન્ન જ નથી થતા અને પછી નિત્ય રહેતી નિર્દોષતા અવિચ્છિન્ન રહે છે. એ જ ન્યાયનું ફળ છે.

કરેલી ભૂલને પોતાની વિવેકબુદ્ધિના પ્રકાશથી સ્પષ્ટ રૂપમાં જાણી

લેવી, ભૂલજનિત પીડાથી પીડિત થવું અને ભૂલજનીત સુખલોલુપતાનો સર્વાંશે નાશ કરવો તેમ જ નિત્ય રહેતી સ્વતઃસિદ્ધ નિર્દોષતાથી અભિન્ન રહેવું એ જ વાસ્તવિક ન્યાય છે, જે હરેક માનવ પોતા પ્રત્યે પોતાની મેળે જ કરી શકે છે. વાસ્તવિક ન્યાય કોઈ બીજા દ્વારા થઈ શકતો નથી. તેથી પ્રત્યેક ભાઈબહેને, પોતાનો ન્યાય, પોતે જ કરવો એ અનિવાર્ય છે.

નિર્દોષતાથી અભિન્ન બન્યા છતાં, કોઈ આપણને દોષિત માન્ય કરે, તો તેથી જરા પણ ચિંતિત કે ભયભીત થવું ન જોઈએ. વિશેષમાં નિશ્ચિંતતા તથા નિર્ભયતાપૂર્વક શાંતિ અને પ્રસન્નતાની સતત રક્ષા કરવાનું સંપૂર્ણ રીતે આવશ્યક થઇ પડે છે. વાસ્તવિક ન્યાયની પ્રતિષ્ઠા અન્ય દ્વારા થઈ શકે નહિ. ન્યાય તે જ કરી શકે જે અપરાધીને અપરાધી જાણીને દુઃખી થાય છે. અપરાધના બદલામાં શિક્ષા કરી દુઃખ દેવાની વૃત્તિ રાખવાથી, ન્યાય થવાનો સંભવ નથી, કારણ કે બીજા અપરાધી છે, એ જાણવાથી આપણને જે પીડા થાય તે તો કરુણાને ઉત્પન્ન કરે છે. જેના પ્રત્યે કરુણાની વૃત્તિ થાય છે તેનું હિત કરવાનું કરુણાથી દ્રવિત થનારને ઇષ્ટ હોય છે, હિત અપરાધનો નાશ થાય તેથી થાય છે, અપરાધીના નાશથી નહિ. અપરાધી નિરપરાધ બની જાય એવી સદ્ભાવના સ્વભાવથી આપણા પ્રતિ આપણને થાય છે. અથવા વીતરાગ તત્ત્વવેત્તા મહાપુરુષો જેના જીવનમાં સર્વાત્મભાવનો પ્રાદુર્ભાવ થયો હોય તેને થાય છે. તેથી જ નિયમો બનાવવાનો વાસ્તવિક અધિકાર વીતરાગ, તત્ત્વવેત્તાઓને જ છે, બીજાઓને નહિ.

જે ભાઈબહેનોનું હૃદય કરુણાથી ભરપૂર નથી હોતું, તેના દ્વારા થયેલો ન્યાય, ખરી રીતે ન્યાય નથી. તેઓ તો અપરાધીને પીડા આપી, અશક્ત બનાવી, બીજાઓ પ્રત્યે થવાના અપરાધો અટકાવવાનું કરે છે, પણ અપરાધીને બિચારાને તેઓ નિરપરાધ બનાવી શકતા નથી. નિરપરાધ થયા સિવાય, બીજાઓ પ્રત્યે થનારી બૂરાઈ કરવાની પ્રવૃત્તિનો નાશ થઈ શકે ભલા? કદાપિ નહિ. એ દૃષ્ટિએ, કોઈ પણ રાજ્ય, ન તો વ્યક્તિને નિર્દોષ બનાવી શકે કે સમાજમાં સર્વાંશે નિર્દોષતાની સ્થાપના



કરી શકે. જો એમ બની શકતું હોત, તો કોઇ દેશમાં, ગુપ્તચર ન્યાયશાખા, કેદખાનાં, લશ્કર કે પોલીસ વગેરેની આવશ્યકતા જ ન પડત; વિધ્વંસક વૈજ્ઞાનિક રીતોનો ઉદ્ભવ ન થાત અને સમાજની શક્તિ અને સંપત્તિનો ઘણો મોટો વ્યય, વિનાશકારી કાર્યોમાં ન થાત. શું કોઇને એ જાણ્યામાં નથી કે યુદ્ધ પછી વિજય પામેલ દેશ, પરાજિત દેશને અશક્ત બનાવવાનો પ્રયાસ કરે છે? તેનું પરિણામ એ આવે છે કે પરાજિત દેશ ફરીને શક્તિ એકઠી કરીને યુદ્ધ કરવા તત્પર થાય છે. કોઈને નિર્બળ કરી, ભયભીત કરીને ફરીને યુદ્ધ નિપજાવવું એ જ શું ન્યાય છે? શું એવા ન્યાયથી શાંતિની સ્થાપના અને સંઘર્ષનો નાશ થઇ શકે છે? વ્યક્તિ અને સમાજમાં નિર્દોષતાની ગંગા લહેરાવી શકાશે? કદાપિ નહિ. પણ જો માનવ સમાજ, પોતાનો ન્યાય પોતે કરવાનું સ્વીકારે તો નિર્દોષ જીવનથી અત્યંત સુગમતાપૂર્વક સમાજમાં નિર્દોષતાની સ્થાપના થઇ શકે છે. પરસ્પર ઘર્ષણનો નાશ થઇ શકે અને વિશ્વમાં શાંતિની સ્થાપના થઇ શકે એ નિર્વિવાદ સિદ્ધ છે.

સ્વાભાવિક રીતે જ, પ્રત્યેક વ્યક્તિના બંધારણમાં વિવિધતા હોય છે. તે એટલે સુધી કે પિતા, પુત્ર, સહોદર ભાઇબહેનનાં રુચિ, સ્વભાવ, લાયકાત, સામર્થ્ય વગેરેમાં પણ સમાનતા નથી હોતી. અપરાધની પ્રવૃત્તિનાં મૂળમાં વ્યક્તિગત સુખનો મોહ હોય છે. બીજાના નુકસાન, વિનાશ તથા દુઃખથી, પોતાનું સુખ મેળવવું એ જ મૂળ અપરાધ છે. તેથી જીવનમાં નિર્દોષતા ત્યારે જ વિકસે. કે જ્યારે માનવ વ્યક્તિગત સુખલોલુપતાનો ત્યાગ કરે. કોઇ બીજા માટે એવો કોઈ માપતોલ નથી કે જેથી જાણી શકાય કે તેની સુખલોલુપતા કેટલા દુઃખ કે ત્યાગથી મટાડી શકાય. એમ હોવાથી જ, અન્યથી ન્યાય થઈ શકતો નથી. ભૂલથી વધારે સજા થઇ જાય તો અપરાધીના મનમાં ક્ષોભ અને ક્રોધ ઉત્પન્ન થાય છે. તેથી તે કર્તવ્યભ્રષ્ટ બની ઘોર અપરાધી બને છે. જો અપરાધ કરતાં સજા ઓછી થાય તો અપરાધી લોભાય છે

અને ફરી અપરાધ કરવાની તેને વૃત્તિ થાય છે. ન્યાયની મતલબ કોઇને સજા કરવાની નથી, પરંતુ અપરાધી પોતે પોતાનો અપરાધ જાણી લઈને નિરપરાધી બનવાને માટે તત્પર થઈ જાય એ જ વાસ્તવિક ન્યાય ગણાય.

હવે કોઇ એમ કહે કે અપરાધી પોતાનો અપરાધ કબૂલ કરવા રાજી હોતો નથી અને તેનાથી નિર્બળોને તે બહુ પીડા પહોંચાડે છે એવી સ્થિતિમાં શું તેને બળપૂર્વક રોકવો ન જોઇએ ? એ કઠણાઇ વિશે ગંભીરતાપૂર્વક વિચાર કરવાથી એવું પ્રતીત થાય છે કે જો મોહ તથા પ્રલોભનથી દોરાઈ ગયેલ અપરાધીને સહકાર ન મળે અને તેના ઉપર ક્રોધ પણ કરવામાં ન આવે, તો કોઇ અપરાધી, બીજાની મદદ કે ઉત્તેજન વિના, એકલો અપરાધમાં પ્રવૃત્ત થતો નથી. બૂરાઈને ઉત્તેજન મળે તો બૂરાઇ પોષણ પામે છે. નિર્દોષ જીવનથી જ, નિર્દોષતા વૃદ્ધિગત થાય છે. બળાત્કારે દોષો દબાવી શકાય પણ નિર્મૂળ થઈ શકે નહિ. બળના સદુપયોગથી નિર્બળોને સબળ બનાવી શકાય છે અને બળનો દુરુપયોગ સબળને નિર્બળ બનાવીને, પ્રતિહિંસાની ભાવનાને ઉત્પન્ન કરે છે. નિર્બળ સબળ થઈ જાય એ ન્યાય છે; સબળને નિર્બળ બનાવવામાં ન્યાય નથી. સબળ અને નિર્બળ વચ્ચે એકતા થઈ જાય એ ન્યાય છે. પરસ્પર સંઘર્ષને જન્મ દેવો એ ન્યાય નથી, કિંતુ ન્યાયના વેશમાં ઘોર અન્યાય જ છે. આ સઘળાં કારણોથી, એ સ્પષ્ટ જણાય છે કે ન્યાય પોતાનો પોતાના દ્વારા જ થઈ શકે છે અને તે રીતે નિર્દોષતા સાથે અભિન્નતા થઈ શકે છે.

જો પ્રાણી, ન્યાયપૂર્વક, પોતાનો સુધાર પોતે જ કરી લે, તો પછી તેને રાષ્ટ્રીય, સામાજિક કે સ્વાભાવિક ન્યાય કે સજાની આવશ્યકતા જ નથી રહેતી, અર્થાત્ તે બીજાના શાસનથી હંમેશાને માટે મુક્ત થઇ જાય છે. શાસનની આવશ્યકતાનો ઉદય ત્યારે જ હોય છે કે જ્યારે પ્રાણી પોતાના ઉપર વિવેકનું શાસન કરતો નથી. ખરી સ્વાધીનતા પ્રાપ્ત



કરવાને માટે, પોતાના ઉપર પોતાનું શાસન અર્થાત્ પોતા ઉપર પોતાનો કબજો કે ન્યાય કરવો એ પરમ આવશ્યક છે. એમ થાય તો તે પ્રાણીને નિર્દોષ બનાવવાને સમર્થ છે. આપણે એ જ શીખવું ને શીખવવું છે કે જેના જેનાથી, જેટલી વિશેષ નિકટતા હોય, તેટલો તેના તરફ કડક ન્યાય કરવો જોઇએ. એ દૃષ્ટિએ આપણે આપણાં મન, ઇંદ્રિય વગેરે ઉપર આપણે સર્વથી કઠોર ન્યાય કરવો જોઇએ અને જેમ જેમ દૂર ને દૂરનો સંબંધ થતો જાય તેમ તેમ ન્યાય ને પ્રેમને ક્ષમામાં બદલતા જવું જોઈએ. નિકટવર્તીઓનો સુધારો ન્યાયથી અને દૂરવર્તીઓનો સુધારો. પ્રેમ તથા ક્ષમાથી જ થવાનો સંભવ છે.

સંયમ, તપ, ઉદાસીનતા, નિયંત્રણ, અસહયોગ, ઉપેક્ષા વગેરે ન્યાયનાં જ અંગ છે. તે વિના નિકટવર્તીઓનું હિત થવા સંભવ નથી. ન્યાય કરવામાં હમેશાં દ્વેષની નહિ પણ હિતની કામના વિદ્યમાન રહે છે. લાલચ તથા ભયરહિત થવાથી, પ્રાણી, ન્યાયના વાસ્તવિક સ્વરૂપને જાણી શકે છે અને તેનો પ્રયોગ કરી શકે છે. ન્યાયમાં દુરાગ્રહ, ક્રોધ વગેરે વિકારોને માટે કોઈ અવકાશ જ નથી, કારણ કે ક્રોધની ઉત્પત્તિ તો પોતાની કામનાપૂર્તિ માટે છે. પણ ન્યાયમાં તો, જેના પ્રતિ ન્યાય કરવો હોય, તેના હિતની લાલસા રહે છે. ન્યાયમાં સત્યાગ્રહ હોય છે, દુરાગ્રહ નહિ. ન્યાયનો જન્મ વિચારથી થાય છે, પ્રમાદથી નહિ. સત્યાગ્રહ, અસત્યનો નાશ કરીને, સત્યથી અભેદ કરાવે છે. એ દૃષ્ટિએ, સત્યાગ્રહ આવકારદાયક અને દુરાગ્રહ નિંદાપાત્ર છે. ન્યાય કોઈના ઋણી રહેવા દેતો નથી. ન્યાય પોતાને ક્ષમા નથી આપતો. ન્યાય બળનો દુરુપયોગ થવા નથી દેતો. ન્યાય નિર્બળને સબળ અને બળવાનને ઉદાર બનાવવા સમર્થ છે. ન્યાય, બળપૂર્વક અન્યાયનો નાશ કરવાનો પક્ષ કરે છે; અર્થાત્ અસંયમીને સંયમી, સંગ્રહખોરને ઉદાર, સ્વાર્થીને પરમાર્થી અને હિંસકને અહિંસક બનવાની પ્રેરણા આપે છે. ન્યાયપૂર્વક બળનો ઉપયોગ કરવાથી કોઇનો વિનાશ થતો નથી કે કોઈના

અધિકારનું અપહરણ થતું નથી. ન્યાય, પ્રેમ અને ક્ષમાને પોષે છે. તેનો વિરોધી નથી. ન્યાય, સમતાપૂર્વક એકતાનું સમર્થન કરે છે અર્થાત્ પોતાપોતાના સ્થાન ઉપર સર્વનો અધિકાર સુરક્ષિત રહે, સર્વનાં વિકાસનાં સાધનો લભ્ય હોય અને કર્તવ્યપરાયણતા એ જ હરેક પ્રાણી પોતાનો અધિકાર માને એવું વિધાન કરે છે. અધિકાર તો કર્તવ્યનો દાસ છે. બીજા કોઈની ઉદારતાથી કોઇના અધિકારની રક્ષા કાયમ માટે થઇ શકતી નથી. તેથી પોતે જ પોતાનો ન્યાય કરી, કર્તવ્ય દ્વારા, બીજાના અધિકારની રક્ષા કરવી એ જ પોતાનું કર્તવ્ય માનવું જોઇએ. બીજાના અધિકારની રક્ષા કરવાનો, પોતાનો અધિકાર માનવો એ જ ખરી રીતે પ્રેમ છે

બીજાઓ પ્રત્યે તો પ્રેમ અને ક્ષમા જ કરી શકાય ક્ષમાશીલતા એ મોટું બળ છે, કાયરતા નથી. ક્ષમાશીલતા સિવાય, વેરભાવનો સર્વાંશે નાશ થઇ શકતો નથી. એકતાની માતા, નિર્વૈરતા છે. ભેદ અને જુદાપણાનો નાશ થતાં જ, પરસ્પર સ્નેહની એકતા થઇ જાય છે અને પછી સઘળું ઘર્ષણ કાયમ માટે દૂર થઇ જાય છે. હવે ગંભીરતાથી વિચાર એ કરવો રહ્યો કે ક્ષમાશીલતાનું સ્વરૂપ શું છે. જેણે પોતાના પ્રત્યે ખોટું આચરણ કર્યું હોય, તેણે પોતાને દુષ્ટ બનાવ્યો નથી શું? પોતે દુષ્ટ ન હોય તે કોઇના પ્રત્યે ખોટું આચરણ કરી શકે શું? કદાપિ નહિ. પોતાના પ્રત્યે કોઇ ખરાબ વર્તન કરે તો તેનું દુઃખ તો સર્વ પ્રાણીઓને સ્વાભાવિક રીતે જ થાય છે, પણ જે ક્ષમાશીલ મહાપુરુષ હોય છે તેને તો એ વાતનું દુઃખ થાય છે કે બિચારો જેણે ખોટું કર્યું હોય તેણે પહેલાં પોતાને દુષ્ટ બનાવ્યો છે તેથી તેનાથી બીજા તરફ દુષ્ટ આચરણ થાય છે. જો તે દુષ્ટ ન હોય તો તેનાથી કોઇ પ્રત્યે ખરાબ આચરણ ન થાત. સ્વાભાવિક નિયમ પ્રમાણે તો કોઇને ભલા બનાવવાનો ઉપાય, તેના પ્રતિ ભલાઇ કરવી, તેને દુષ્ટ માનવો નહિ, તેનું ભૂંડું થાય એવું ઇચ્છવું નહિ અને તેના પ્રત્યે કોઈ પણ પ્રકારનું



ખરાબ વર્તન ન કરવું, એ છે. આવું ત્યારે જ બની શકે કે જ્યારે આપણે એક સિદ્ધાંત તરીકે સ્વીકારી લઈએ કે, ન્યાય પોતાનો અને ક્ષમા તથા પ્રેમ બીજાઓ પ્રત્યે કરવાનું અનિવાર્ય છે. પ્રત્યેક કર્મ, કર્તાનું રૂપાંતર છે, અર્થાત્ કર્મના રૂપે કર્તા પોતે જ પ્રકટ થાય છે અને કર્મ પોતે જ દુઃખ બને છે. એ દૃષ્ટિએ, કર્તા, કર્મ અને દુઃખ એ કર્તાનાં જ સ્વરૂપ છે. જેણે આપણા પ્રત્યે ખોટું આચરણ કર્યું છે તેણે પોતે ખરાબ છે એવો પોતાનો પરિચય આપ્યો છે. પણ તેથી એમ ન થવું જોઈએ કે આપણે તેના બદલામાં, તેના તરફ ખરાબ વર્તન કરીએ. એટલું જ નહિ પણ ખરાબ આચરણ કરવું હશે તો આપણે પોતાને ખરાબ બનવું પડશે. કોઇ આપણા પ્રત્યે ખોટું કરે તેથી આપણને એટલું નુકસાન નથી થતું કે જેટલું પોતે ખરાબ બનવાથી આપણે વહોરી લઈએ છીએ. તેથી વ્યક્તિગત અને સાર્વજનિક હિતની દૃષ્ટિએ વિચારતાં, ક્ષમાશીલતાપૂર્વક પોતા પ્રતિ ખરાબ આચરણ થવાનું હોય તેના બદલામાં ભલાઇ કરવી એ અતિ આવશ્યક છે. એ ત્યારે જ સંભવિત થશે કે જ્યારે, જેણે ખોટો આચાર કર્યો છે, તેની બૂરાઇ જાણીને આપણને વેદના થાય. તેની બૂરાઈથી ક્ષોભ અને ક્રોધ ન હોય. ક્રોધ–રહિત થવાથી કર્તવ્યની, પોતાના યથાર્થ સ્વરૂપની અને પ્રેમાસ્પદની સ્મૃતિ સ્વતઃ જાગ્રત થાય છે. એ દૃષ્ટિએ ક્ષમાશીલતા ઘણા મહત્ત્વવાળો ગુણ છે. તેમાં સર્વનું હિત રહેલું છે. ક્ષમાશીલતાની ભૂમિકામાં જ પ્રેમનો આવિર્ભાવ થાય છે અને તે જ ખરું જીવન છે.

પ્રાકૃતિક નિયમ એવો છે કે ક્ષમાશીલતા સાધ્યા સિવાય પરસ્પરના વિકાસનો સંભવ નથી. બૂરાઇના બદલામાં બૂરાઈ કરવાથી, ઉત્તરોત્તર બૂરાઈની જ વૃદ્ધિ થયા કરે છે, કારણ કે, બૂરાઇની પ્રતિક્રિયા બૂરાઈ જ હોય છે. તેથી બૂરાઇનો અંત, બૂરાઈ ન કરવાથી જ થાય. એ દૃષ્ટિએ સર્વાંશમાં ભેદ તથા જુદાપણાનો નાશ કરવા માટે, ક્ષમા તથા પ્રેમ સમાન બીજું કોઇ સફળ સાધન નથી. પ્રેમ, ભિન્નતાને

એકતામાં, ક્રોધને ક્ષમામાં, સંકુચિતપણાને વ્યાપકપણામાં અને કૃપણતાને ઉદારતામાં ફેરવી નાખે છે. પછી, બહારની ભાષા, વેશ, વર્ણ અને કર્મ વગેરે જુદા હોવા છતાં, પ્રીતિની એકતા સુરક્ષિત રહે છે, કેમકે પ્રેમ નિત્ય નવી પ્રીતિનો પોષક અને રક્ષક છે. પ્રેમની ઉત્પત્તિ સરળ વિશ્વાસથી અથવા યથાર્થ જ્ઞાનથી થાય છે. જેને આપણે પોતાનું માની લઇએ છીએ તેની સાથે આપોઆપ પ્રેમ થવા લાગે છે અને જેને આપણે સર્વ પ્રકારે ઓળખી લઈએ છીએ, તેની સાથે પણ આપણને પ્રેમ થાય છે અધૂરો વિશ્વાસ તથા શંકાયુક્ત જાણકારી, પ્રેમના વિનાશક છે. પ્રેમ સિવાય, નિત નવ રસની પ્રાપ્તિનો સંભવ નથી. રસ-રહિત જીવન નિરર્થક છે. રસયુક્ત થવાથી જ જીવનની સાર્થકતા છે. રસયુક્ત જીવન કોઇના પણ દુઃખનું કારણ બનતું નથી, કેમકે પ્રાણી પોતે ખિન્ન હોય તો બીજાઓ પણ દુઃખી થાય છે. જેનું હૃદય રસ અને પ્રસન્નતાથી ભર્યું હોય, તેનાથી જ સમાજમાં પ્રસન્નતા પ્રાપ્ત થઇ શકે છે. પ્રસન્નતા સદા, જેના હૃદયમાં પ્રેમ અને ક્ષમા ભરપૂર હોય, તેના હૃદયમાં જ નિવાસ કરે છે. કોઇ પાસે ક્ષમા માગવાથી નિર્દોષતા અને ક્ષમા આપવાથી નિર્વૈરતા આપોઆપ આવી જાય છે. વૈરભાવ રહિત હૃદયમાં જ પ્રીતિની ગંગા લહેરાય છે. પોતા પ્રાત થયેલ અપરાધની ક્ષમા આપવાથી અને પોતે કરેલા અપરાધોની ક્ષમાની યાચના કરવી એ મોટું બળ છે, નિર્બળતા નથી. ક્ષમાની યાચના કરવાનો વાસ્તવિક અર્થ એ છે કે જે અપરાધની ક્ષમા માગવામાં આવી છે, તે અપરાધ ભવિષ્યમાં કદી કોઈ તરફ કરવામાં નહિ આવે અને ક્ષમા આપવાનું તાત્પર્ય એ છે કે, આપણા પ્રતિ થયેલી બૂરાઇ, સદા માટે ભૂલી જવી અને હૃદય નિર્વૈરતા અને પ્રેમથી ભરાઇ જાય. નિર્વૈરતા વિના પરસ્પરનું ઘર્ષણ મટી શકે નહિ અને નિર્વૈરતાતો ક્ષમાશીલતા તથા પ્રેમ વિના સંભવ નથી. કેવળ બળના પ્રયોગથી, અથડામણ થોડા વખત માટે દબાઇ જાય છે પણ નિર્મૂળ ન થાય. બળ તો નિર્બળોનો સથિયારો



છે, બીજું કાંઈ નથી. અર્થાત્ બળ દ્વારા નિર્બળતાનો વિકાસ અને રક્ષાનું સાધન ઉત્પન્ન થઇ શકે છે. બળનો ઉપયોગ કોઇના વિનાશ માટે કરવો એ પોતાને નિર્બળ બનાવે છે. કેમકે તેથી પ્રતિહિંસાની ભાવના જાગૃત થાય છે અને કાળાંતરે ઘોર સંઘર્ષ ઉત્પન્ન થાય છે.

પોતે નિર્દોષ રહેવા માટે અને પરસ્પર પ્રીતિનો સંચાર અને અથડામણના પ્રસંગો નિર્મૂળ કરવા માટે, પોતાના ઉપર ન્યાય અને અન્ય પ્રતિ પ્રેમ તથા ક્ષમાનો પ્રયોગ કરવો એ અતિ આવશ્યક છે.



## ચોથો નિયમ

જિતેંદ્રિયતા, સેવા, ભગવત્ ચિંતન અને સત્યની શોધ દ્વારા આપણા જીવનનું ઘડતર. આપણું ઘડતર કરવા માટે અર્થાત્ આપણને સુંદર બનાવવા માટે, ઈંદ્રિય લોલુપતાથી છૂટી, જિતેંદ્રિયપણા તરફ, સ્વાર્થનો ત્યાગ કરી સેવા તરફ, વિષયોનું ચિંતન અથવા નિરર્થક ચિંતા છોડી ભગવત્ ચિંતન અને ઉપયોગી ચિંતન કરવા તરફ અને અસત્ય છોડી સત્ય તરફ, પ્રગતિ કરવાનું ઘણું જ આવશ્યક છે. કારણ કે જ્યાં સુધી, પ્રાણી, પોતાના ઉપર પોતે શાસન જમાવે નહિ, પોતે સ્વીકારી લીધેલી પરાધીનતાઓનો ત્યાગ કરીને, સ્વાધીન ન થઈ જાય, નિરર્થક ચિંતન અને કર્મો છોડી ન દે, પોતાને સહૃદય અને ઉદાર ન બનાવી લે, સત્યનો પ્રેમ પાકો ન કરી લે, ત્યાં સુધી તે, પોતાને સુંદર બનાવી શકશે નહિ એ નિર્વિવાદ સિદ્ધ છે.

ઈંદ્રિય લોલુપતા અવિવેકથી સિદ્ધિ પામે છે. જો મનુષ્ય પોતાનામાં રહેલી વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને, શરીર, ઈંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ વગેરે સમસ્ત દશ્યથી, પોતે અલગ થઈ જાય, તો ઘણી સુગમતાપૂર્વક જિતેંદ્રિયપણું મેળવી શકે; અર્થાત્ ભોગ કરતાં ભોક્તાનું મૂલ્ય વધી જાય છે, તેમ થતાં જ ભોગની રુચિને બદલે તત્ત્વજિજ્ઞાસા અને પ્રેમાસ્પદ(ઇશ્વર)નો પ્રેમ સિદ્ધ થાય છે. એ દષ્ટિએ શરીરાદિથી અનાસક્ત રહેવાનું અનિવાર્ય છે. અનાસક્તિ કોઈ અભ્યાસથી નથી સિદ્ધ થતી, પરંતુ આત્મ પ્રકાશિત વિવેકનો આદર કરવાથી જ સાધ્ય છે. સમસ્ત અભ્યાસ શરીરના તાદાત્મ્યથી જ બને છે. કર્મની ઇચ્છા જ દેહાભિમાનને પોષે છે અને દેહાભિમાનથી જ સુખનું પ્રલોભન અને દુઃખનો ભય ઉત્પન્ન થાય છે. આનો અર્થ એમ નથી કે મનુષ્ય પ્રાણી, પ્રાપ્ત પરિસ્થિતિનો સદ્ઉપયોગ ન કરે, કર્મ કરવાનાં ફળ તરીકે કાંઈ પ્રાપ્ત કરવાનો જે લોભ હોય છે, તેથી જ મનુષ્યનું દેહાભિમાન વધે છે અને તેમ



થવાથી, ઉત્પન્ન થયેલ વસ્તુઓમાં સત્યતા. સુંદરતા અને સુખ આપવાપણાનો આભાસ થાય છે. એ જ ઈંદ્રિય લોલુપતાની ભૂમિકા છે તેથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે ત્રણે શરીરોથી અલિપ્ત થવાથી જ ખરી જિતેંદ્રિયતાનો આવિર્ભાવ થઇ શકે છે.

દેહાભિમાન હોય ત્યાં સુધી, બાળાત્કારે જિતેંદ્રિય બનવાનો પ્રયત્ન વિષયાસક્તિનો નાશ કરવામાં સમર્થ થતો નથી. તપ દ્વારા, થોડા સમય માટે, વિષયાસકિત દબાઈ જાય છે પણ નિર્મૂળ થતી નથી. એ કારણે વિષયાસક્તિનો નાશ તો, માત્ર વિચારથી જ સંભવિત છે. વિચારરૂપી સૂર્યનો ઉદય થતાં જ, વિષયાસક્તિ રૂપી અંધકાર આપોઆપ નાશ પામે છે. તે દષ્ટિએ તપ અને ત્યાગ બેઉના દ્વારા જ જિતેંદ્રિયપણું સિદ્ધ થઈ શકે છે. તપથી શકિતનું સંપાદન થાય છે અને ત્યાગથી નિર્વાસના થાય છે. જેથી સર્વાંશમાં આસકિતઓનો નાશ થઈ જાય ત્યારે ખરી જિતેંદ્રિયતા થાય.

ઇન્દ્રિય લોલુપતા, ક્ષણિક સુખ તરફ આકર્ષે છે અને જિતેન્દ્રિયપણું, હિતની પ્રેરણા આપે છે. સુખ અને હિતમાં એક મહાન ભેદ છે. તે એ કે સુખનો ભોગી, વસ્તુઓ, વ્યકિતઓ અને અવસ્થા તથા પરિસ્થિતિઓનો દાસ થઇ જાય છે; અર્થાત્ સ્વાધીનતાને બદલે પરાધીનતા હાંસલ કરે છે, એટલુંજ નહિ પણ તેનામાં શક્તિહીનતા, હૃદયની કઠોરતા અને પરિછિન્નતા વગેરે અનેક નબળાઇઓ, આપોઆપ ઉત્પન્ન થઇ જાય છે, તેથી વિરુદ્ધ જો હિતનો આશ્રય લઈએ તો પરાનધીનતામાંથી સ્વાધીનતા, હૃદયહીનતામાંથી સહૃદયતા, સંકુચિતપણા કે ભેદભાવમાંથી નબળાઇઓમાંથી ઉદારતા અને અભેદભાવ તથા સબળતા ઉત્પન્ન થાય છે, કારણ કે હિતબુદ્ધિ. બહિર્વૃત્તિમાંથી આત્મવૃત્તિની પ્રેરણા કરે છે. હિતનો અભિલાષી, 'આ' (દશ્ય)માંથી 'છે' (સત) તરફ પ્રગતિ કરે છે. અર્થાત્ તે દશ્યથી વિમુખ થઇ, સર્વને પ્રકાશ આપનારનો આધાર ગ્રહણ કરે છે. પછી તો વિષયો ઇંદ્રિયોમાં, ઇંદ્રિયો મનમાં, મન બુદ્ધિમાં અને બુદ્ધિ, જે એ સર્વથી અલગ (પર–

અતીત) છેતેમાં લીન થઈ જાય છે. એ પ્રકારે બુદ્ધિમાં સમતા થવાથી મનમાં નિર્વિકલ્પતા થઇ જાય છે; પછી ઇંદ્રિયો, વિષયોથી મોઢું ફેરવી લઇને, મનમાં સંક્રાંત થઇ જાય છે એ જ બસ જિતેન્દ્રિયતાનુ વાસ્તવિક સ્વરૂપ છે. જિતેંદ્રિયપણું સધાયાથી શક્તિહીનતા અને પરાધીનતાનો અંત આવી જાય છે, કેમકે ઇંદ્રિયના જયથી, આવશ્યક શક્તિનો વિકાસ આપોઆપ થવા લાગે છે.

પણ જ્યાં સુધી સ્વાર્થનો ભાવ નિર્મૂળ નથી થઈ જતો. ત્યાં સુધી જિતેન્દ્રપણાની ઉત્કટ લાલસા જાગ્રત નથી થતી. તેમ થયા વિના માનવ સત્યપંથ ઉપર પ્રગતિ કરી શકતો નથી. એ દૃષ્ટિએ સ્વાર્થભાવનો નાશ કરવો અનિવાર્ય છે. સ્વાર્થભાવ ગાળી દેવા માટે સુખની આસક્તિનો નાશ કરવો અનિવાર્ય છે. સેવામાં પ્રવૃત્ત થવાથી જ તે સાધ્ય છે. સેવાનો પ્રાદુર્ભાવ, દુઃખીઓને દેખી કરુણા ઉત્પન્ન થવાથી અને સુખીઓને દેખી પ્રસન્ન થવાથી થાય છે. સેવા વિના સુખનો લોભ નિર્મૂળ નથી થતો, કારણ કે સુખનો સદ્વ્યય સેવા કરવાથી જ થાય છે. સેવાભાવનો પ્રાદુર્ભાવ થતાં જ પ્રાણીમાત્રથી એકતા અનુભવાય છે. એમ થવાથી દુઃખીઓને દેખીને સેવા કરનારનું હૃદય કરુણાથી ભરપૂર થઈ જાય છે અને પછી તો તે સેવા કરનાર. પોતે જ સુખના ભાગી હોય છે, તેની ભેટ પ્રેમપૂર્વક દુઃખીઓને કરી દે છે. એમ કરવાથી એ સેવા કરનારની સુખમાં મ્હાલવાની લોલુપતાથી થતી ગુલામી નિર્મૂળ થાય છે. તે જ વિકાસનું મૂળ છે. સ્વાભાવિક નિયમ પ્રમાણે શરીર કે વિશ્વના ભાગ પડી શકતા નથી. ઈંદ્રિયો જુદી જુદી હોવાના વિચારે જોઇએ તોપણ શરીર અને શરીરના અવયવોની એકતા જ છે. એ જ પ્રમાણે સમસ્ત વિશ્વ સાથે પણ મનુષ્યની એકતા આપોઆપ સાબિત છે. એ એકતા, દુઃખીઓને દેખીને કરુણા અને સુખીઓને દેખીને પ્રસન્નતા ઉપજાવે છે. કરુણાથી સુખ ભોગવવાની લાલસાનો નાશ થાય છે અને પ્રસન્નતા નિષ્કામપણું પ્રકટાવે છે (તેનાથી મનુષ્યનો અભેદ કરે છે.) ભોગની રુચિનો નાશ થતાં જ યોગ અને નિષ્કામતા પ્રાપ્ત થવાથી અનાસકિત આપોઆપ પ્રાપ્ત થાય છે. યોગથી



શક્તિ અને અનાસક્તિથી સ્વાધીનતા આપોઆપ આવે છે, એ દૃષ્ટિએ, સેવાભાવ ઘણી મહત્ત્વની વસ્તુ છે. એટલું જ નહિ, સેવા સેવકને સેવ્યથી ભેદરહિત બનાવે છે. અથવા એમ કહો કે સેવકનું અસ્તિત્વ સેવાભાવથી જુદી કાંઇ સ્થિતિમાં નથી. સેવા, સેવ્યનો સ્વભાવ અને સેવકનું જીવન છે. સેવાથી સેવ્યને રસ મળે છે અને જગતનું હિત થાય છે. સુંદર સમાજનું નિર્માણ માત્ર સેવાથી જ બને છે. સેવાથી જીવન જગતને અને સેવ્યને માટે ઉપયોગી સિદ્ધ થાય છે. સેવાભાવ જાગ્રત થવાથી પ્રાપ્ત વસ્તુ, લાયકાત અને શક્તિનો સદ્વ્યય આપોઆપ થવા લાગે છે જે જગતને માટે ઉપયોગી થાય છે. સેવાભાવથી, પોતાને પ્રાપ્ત વસ્તુ ઉપરની મમતા તથા અપ્રાપ્ત વસ્તુની કામના નાશ પામે છે. સેવાથી પરાધીનતાને બદલે સ્વાધીનતા, જડતાને બદલે ચિન્મયતા અને મૃત્યુને બદલે અમરત્વના ભાવમાં લીન થઇ જવાય છે. એ દૃષ્ટિએ, સેવા આપણે પોતાને માટે ઉપયોગી ગણાય. સેવા સેવ્ય પ્રત્યેની આત્મીયતા જાગ્રત કરે છે. આત્મીયતામાં જ અગાધ, અનન્ત, નિત નવ રસ રહેલ છે. તે રસ સેવ્યને મળે છે તેથી જ સેવા સેવ્યને માટે ઉપયોગી છે. જેના પ્રત્યે માણસ અવિચળ આસ્થા ધરાવે તે તેના સેવ્ય છે અને એ સેવ્ય (પ્રભુ)ને કારણે સેવાની જાત પર આય છે. સેવા, આધિભૌતિકવાદીઓને વિશ્વપ્રેમ, અધ્યાત્મવાદીઓને આત્મભકિત અને ભકતોને પ્રભુપ્રેમ પ્રદાન કરવા સમર્થ છે. પ્રેમનો આરંભ પહેલાં કોઇના પ્રતિ થાય છે પણ આખરે વ્યાપક થઈ જાય. કારણ કે વિચારદૃષ્ટિઓ જુદી જુદી હોવા છતાં, વાસ્તવિક જીવન તો એક જ છે. તેવા જીવનમાં અભેદ પામવાને માટે, માનવમાત્રને સેવા જ સાધન છે.

એવો નિયમ છે કે સેવા જેને ઉદ્દેશીને થતી હોય તેની જ પ્રીતિ સેવક આખરે બની જાય છે. પ્રીતિનો આરંભ, આત્મીયતાપૂર્વક સ્મરણ ચિંતનથી જ થાય છે. સ્મરણ કરવું નથી પડતું. જેની સાથે આત્મીયતા હોય છે તેનું સ્મરણ આપોઆપ રહ્યા કરે છે. એ તો સૌ જાણે છે કે મનુષ્ય, જેની સાથે આત્મીયતાનો અનુભવ કરે છે અને જેને પોતાના

માને છે, તેનું ચિંતન આપોઆપ થવા લાગે છે. એ દષ્ટિએ ચિંતન કોઈ ખાસ અભ્યાસનુ નામ નથી, અર્થાત્ સ્વાભાવિક આવશ્યકતા અને પ્રિયતાની જાગૃતિ એ જ ચિંતન છે. સેવ્ય સાથેની આત્મીયતા ત્યારે જ જીવંત થાય છે કે જ્યારે સેવક ચાહરહિત થાય છે અને પોતાનામાં પોતાનું કાંઇ હોવાનું માનતો નથી. અર્થાત્ ચાહરહિત અને મમતારહિત થવાથી જ પ્રેમીઓમાં પ્રેમાસ્પદનું, ભકતોમાં ભગવાનનું અને જિજ્ઞાસુઓમાં તત્ત્વનું ચિંતન આપોઆપ થવા લાગે છે. તેથી ભગવત્ ચિંતન અને સાર્થક ચિંતન દ્વારા, મનુષ્ય પોતાનું ઘડતર કરી શકે છે.

પ્રત્યેક માનવ સ્વભાવથી જ મૃત્યુથી ભયભીત થઈ અમરત્વની અને સંદેહથી પીડાઈ નિઃસંદેહતા પ્રાપ્ત કરવાની આવશ્યકતાનો અનુભવ કરે છે. મૃત્યુનો ભય અને સંદેહની ઉત્પત્તિ અસત્‌ના સંગથી થાય છે. અસત્‌ને અસત તરીકે પિછાણી લઇએ કે તરત, અસત્‌ની નિવૃત્તિ અને સત્‌ની પ્રાપ્તિ સ્વતઃ થઈ જાય છે. તત્ત્વની જિજ્ઞાસા, અસત્ વસ્તુઓની કામનાનો નાશ કરીને, જિજ્ઞાસુને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે અને પછી મૃત્યુનો ભય કે સંદેહની ગંધ પણ રહેતી નથી. એ કારણે માનવમાત્ર માટે સત્યની શોધ કરવાનું આવશ્યક છે. શોધ તેની જ હોય, કે જેનાથી દેશકાળનું દૂરપણું ન હોય તથા જેનું સ્વતંત્ર અસ્તિત્વ હોય છે. અર્થાત્ જે ઉત્પત્તિ વિનાશ રહિત સર્વત્ર અને સર્વદા હોય છે. સર્જાયેલી વસ્તુ–સૃષ્ટ પદાર્થ વગેરેની મમતા તથા તેનાથી સંબંધ સ્વીકારવાથી, મનુષ્ય સતથી વિમુખ થાય છે અને અસત્‌ના સંગમાં બંધન પામે છે. છતાં સર્વ પ્રાણી-માત્રમાં, બીજરૂપે સતની જિજ્ઞાસા તો વિદ્યમાન હોય છે. એ જિજ્ઞાસાને અસત્‌ના સંગથી ઉત્પન્ન થયેલી કામનાઓએ શિથિલ કરી નાખી હોય છે. એ (ગુપ્ત–દબાયેલી) સ્વાભાવિક માંગની જાગૃતિથી જિજ્ઞાસા પ્રબળ બને છે. જેમ જેમ જિજ્ઞાસા સબળ અને સ્થાયી થવા માંડે છે તેમ તેમ ઉત્પન્ન થયેલી કામનાઓનો નાશ થવા લાગે છે. કામનાઓનો નાશ થવા લાગતાં જ, વિવેક (વિચાર)નો ઉદય થાય છે, અવિચાર–અસદ્ વિચારનો



નાશ, જિજ્ઞાસુને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે. મનુષ્યનું કર્તવ્ય તો માત્ર સત્યની શોધ કરવાનું છે. તેની પ્રાપ્તિ તો ઈશ્વરની મંગળ કરનારી રચનાથી જ આપોઆપ થઈ જાય છે. અસત્ અને સતમાં એક મોટો ભેદ એ છે કે અસત્‌ની કામનાઓ, મનુષ્યને (અસત્) પ્રવૃત્તિમાં જોડી દઈ, અસંતોષ જ ઉત્પન્ન કરે છે. અર્થાત્ એમ કહેવાય છે કે કોઇની બધી કામનાઓ કદી પૂરી થતી નથી પરંતુ સત્‌ની જિજ્ઞાસા મનુષ્યને સત્‌નો યોગ કરી આપે છે સત્‌ની તીવ્ર જિજ્ઞાસામાત્રથી સત્‌ની પ્રાપ્તિ આપો-આપ થઇ જાય છે. તેથી જગતની કામનાઓનો ત્યાગ કરી, સતની શોધ કરવી એ અનિવાર્ય છે. અસત્‌ની કામના, પ્રાણીઓનાં સંકુચિત અહમ્‌ને જીવિત રાખે છે. એ કારણે બિચારો મનુષ્ય, અધૂરાપણામાં ફસાઇને દીનતા અને અભિમાનના અગ્નિમાં બળે છે. સત્ જિજ્ઞાસા, સંકુચિત અહંભાવનો નાશ કરી, દિવ્ય ચિન્મય, નિત્ય જીવનમાં ભળી જાય છે. કામનાઓ અનેક પણ જિજ્ઞાસા એક જ હોય છે. કામનાઓ જન્મમરણના ફેરામાં અને જિજ્ઞાસા અવિનાશી જીવન તરફ પ્રગતિ કરાવે છે. અથવા એમ કહો કે જિજ્ઞાસા નિત્ય જીવનની હોય છે અને કામનાઓ અનિત્ય જીવનની. સર્વને એ તો ખબર છે કે કોઇની સર્વ કામનાઓ પૂરી થતી નથી અને અમુક કામનાઓ સર્વની પૂરી થાય છે એટલું જ નહિ પણ કામના પૂર્ણ થતાં, બીજી કામનાઓની ઉત્પત્તિ આપોઆપ થાય છે. એ કારણે સરવાળે તો કામનાઓ તો અપૂર્ણ જ રહે છે. કામના પૂર્તિ કે અપૂર્તિની દ્વંદ્વાત્મક સ્થિતિ, સંકુચિત અહંભાવને પોષે છે. અહંભાવનો નાશ નથી કરતી. પણ જ્યારે પ્રાણી કામના અપૂર્ણ રહેવાની અસહ્ય વેદનાથી, પીડિત બની, સતની શોધ કરે છે, ત્યારે સતની જિજ્ઞાસા, અહંભાવનો નાશ કરીને, સતથી યોગ કરાવે છે. જિજ્ઞાસા દ્વંદ્વાત્મક સ્થિતિ રહેવા દેતી નથી. તેથી જિજ્ઞાસા, ભેદ બુદ્ધિનો નાશ કરી, અમર જીવનનો યોગ [illegible]વે છે. એ દૃષ્ટિએ, એ વાત સ્પષ્ટ થાય છે કે કામનાઓ અહંભાવની [illegible] છે અને જિજ્ઞાસા અહંભાવનો નાશ કરે છે.

જેમ નિર્બળતા, બળની આવશ્યકતાની સ્થિતિ સિવાય બીજું કાંઇ નથી, તેમ અનિત્ય જીવન નિત્ય જીવનની માંગ સિવાય બીજું કાંઇ નથી, અર્થાત્, અનિત્ય જીવનનું જુદું અસ્તિત્વ જ નથી, તેવા અનિત્ય જીવનની પ્રતીતિ ભલે થાય પણ તે અનિત્ય જીવનની પ્રાપ્તિ ન ગણાય. અનિત્ય જીવનનું આકર્ષણ જ કામનાઓના રૂપમાં ઉત્પન્ન થાય છે. નિત્ય જીવનની માંગ જ સત્‌ની શોધના રૂપમાં પ્રકટ થાય છે. તે કારણે શોધ કરવા માત્રથી જ સત્‌ની પ્રાપ્તિ થાય છે. એ રીતે સત્‌ની શોધ દ્વારા, મનુષ્ય માત્ર, અમરત્વનો યોગ સાધી શકે છે, એ નિર્વિવાદ સિદ્ધ છે. સત્‌ની શોધનો વાસ્તવિક અર્થ તો એ છે કે પોતે જાણેલા અસત્‌ના સંગનો ત્યાગ કરવો, અર્થાત્ વિવેકવિરોધી કર્મો, સંબંધ, વિશ્વાસનો ત્યાગ કરવો. સારાંશ એ કે સંશયની વેદના સત્યની વૃત્તિને જાગ્રત કરે છે. સરળ વિશ્વાસ ભગવત્ ચિંતનમાં પ્રવૃત્ત કરે છે. હૃદયમાંની કરુણા અને ઉદારતા સેવાને સજીવ બનાવે છે અને સ્વાધીનતાની માંગથી જિતેન્દ્રિયપણું સ્વતઃ આવે છે. એ ચારે વસ્તુઓથી માનવનું ઘડતર થાય છે, તેથી ઇન્દ્રિયજન્ય સત્યની શોધ, સેવા અને ભગવત્ ચિંતન દ્વારા, મનુષ્યે પોતાનું જીવન ઘડવું એ અનિવાર્ય છે.

પ્રત્યેક માનવ, પોતપોતાની રુચિ, લાયકાત, સામર્થ્ય અને પરિસ્થિતિ અનુસાર જિતેંદ્રિયપણું સેવા, ભગવત ચિંતન તથા સત્યની શોધ દ્વારા પોતાનું ઘડતર કરી શકે છે. સમગ્ર સંયમ અને તપમાંથી જિતેન્દ્રિયતા, કર્તવ્યબુદ્ધિની પરાકાષ્ઠાથી સેવા અને સમસ્ત ઉપાસનાઓથી પ્રિયતાની જાગ્રતિ આવે છે. અર્થાત્ ભગવત્ ચિંતનથી અને આત્મા વિવેકના જ્ઞાન પ્રકાશથી. જગતના દૃશ્યના અસત્‌ના ત્યાગમાં સત્યની શોધ સમાઇ જાય છે, અથવા એમ કહો કે સત્યનો યોગ સધાય છે, એ દૃષ્ટિએ, પ્રત્યેક માનવ ગમે તે સાધનથી પોતાના વિકાસનો આરંભ કરે, પણ દરેક સાધનની સંપૂર્ણતામાં, સર્વ સાધનોનો સમાવેશ થઇ જાય છે. સાધનની ભિન્નતા હોવા છતાં સાધ્યની એકતા જ સધાય છે. આરંભેલ



સાધન પૂર્ણતાએ પહોંચે છે, ત્યારે સર્વ સાધનો આપોઆપ ભેળાં થઇ જાય છે. આરંભમાં ભિન્નતા હોય છે, અંતે નહિ. વ્યકિતગત અધિકારમાં ભેદ હોવાને કારણે (સાધનની) ભિન્નતા સ્વાભાવિક હોય છે અને સાધ્યની એકતા હોવાથી, સર્વ સાધનોનો અંત, સાધ્યની અગાધ ભકિતમાં જ પરિણમે છે. પ્રત્યેક સાધક, પોતાના સાધ્યનું પ્રેમપાત્ર બનીને, સાધ્યમાં મળી જાય છે એ જ માનવજીવનની પૂર્ણતા છે.



## પાંચમો નિયમ

બીજાનું કર્તવ્ય એ આપણો અધિકાર. બીજાની ઉદારતાને પોતાનો ગુણ અને બીજાની નિર્બળતાને પોતાનું બળ ન માનવું. કર્તવ્ય ને અધિકાર પરસ્પરની જુદાઈને એકતામાં બદલી નાખે છે. એ દૃષ્ટિએ, કોઈનું કર્તવ્ય જ કોઈનો અધિકાર બને છે. કર્તવ્યનિષ્ઠ પ્રાણીઓ દ્વારા, સર્વના અધિકાર સુરક્ષિત રહે છે અને એ જ વિકાસનું મૂળ છે. પણ જ્યારે બીજા પોતાનું કર્તવ્ય, પોતા પ્રતિ બરાબર કરે, એવો પોતાનો તેમના ઉપર અધિકાર છે, એવું મનુષ્ય માની લે છે ત્યારે અધિકાર બંધનકારક લાલસા ઉત્પન્ન કરે છે. એમ થતાં જ પોતના અધિકારની પૂર્તિ થવામાં રાગ અને માનેલા અધિકાર પ્રમાણે, બીજા કર્તવ્ય ન કરે, તો ક્ષોભ અને ક્રોધ ઉત્પન્ન થાય છે. એ સ્થિતિ સર્વનાશનું મૂળ છે. રાગ મનુષ્યને પરાધીનતા, જડતા અને અસંતોષ આદિ દોષોમાં ફસાવે છે. એ કોઈને ઇષ્ટ લાગે તેવું નથી. રાગની ભૂમિકામાં જ કામનાઓ સમસ્તની ઉત્પત્તિ થાય છે. ઉત્પન્ન થયેલી કામનાઓ પૂરી થાય કે અધૂરી રહે, તેના આધારે, પ્રાણી સુખની ગુલામી અને દુઃખના ભયમાં ફસાય છે. સુખની લાલસા અને સંસ્કાર સુખની જ ગુલામીની દૃઢ બેડી છે કે જે મનુષ્યને દેહાભિમાનમાં જકડી રાખે છે. એ જ સર્વ વિરોધોનું મૂળ છે અને દુઃખનો ભય, દુઃખીને અશક્ત બનાવી દે છે, કારણ કે દુઃખના ભયથી પોતાનામાં જે શક્તિ છે તે ઘટે છે. એ રીતે જોતાં, રાગનો નાશ કરવો એ માનવમાત્રને માટે અનિવાર્ય છે. પણ તે ત્યારે જ થઈ શકે કે, જ્યારે બીજાનાં કર્તવ્ય ઉપર પોતાનો અધિકાર ન મનાય અને બીજાઓના અધિકારની રક્ષાને પોતાનું કર્તવ્ય માનવામાં આવે. અધિકાર લાલસાનો નાશ થતાં જ, નવો રાગ ઉત્પન્ન થતો નથી. એટલું જ નહિ પણ બીજાના અધિકારની રક્ષા કરવાથી, જે રાગ પેદા થયો હોય છે તે પણ નાશ પામે છે. સર્વને એ જ્ઞાન તો હોય જ છે કે પોતાની શક્તિ અને વિવેક પ્રમાણે પોતાનું કર્તવ્યપાલન કરવામાં કોઇ મનુષ્ય અસમર્થ નથી હોતા. એ કારણે સર્વ



ભાઇ બ્હેન, કર્તવ્ય નિષ્ઠ થવામાં સ્વતંત્ર છે. અને એ રીતે કર્તવ્ય બજાવીને, જે આસક્તિ (રાગ) વર્તમાન જણાય છે તેનાથી મુક્ત થઇ શકે છે. પોતાના અધિકારની પૂર્તિ કરવામાં કોઇ પ્રાણી સ્વતંત્ર નથી. તેથી અધિકાર સંતોષાય નહિ ત્યારે ક્ષોભ અને ક્રોધમાં ફસાય છે બળાત્કારે પોતાનો અધિકાર, બીજાઓ પાસે સંતોષાવવાનાં કર્મથી પરસ્પરમાં અત્યંત જુદાઇ ઉત્પન્ન કરે છે. અને તે ઘર્ષણનું મૂળ છે. કર્તવ્ય પરાયણતાથી જ પારસ્પરિક કર્તવ્યની ભાવના પોષાય છે ને તે એકતાની માતા છે. પ્રાકૃતિક નિયમ મુજબ, જે જીવનમાં હોય તેજ વ્યાપક બને છે. તેથી કર્તવ્ય પરાયણતાથી જ, સમાજમાં અરસપરસ કર્તવ્ય પરાયણતા પાંગરે છે અને આપણી અધિકાર લાલસાથી જ, બીજાઓ પણ અધિકારની માંગ કરવા પ્રેરાય છે. એ કારણે પોતાની અધિકાર ભાવનાનો ત્યાગ કરવો અને બીજાના અધિકારની રક્ષા કરવી, એ વિકાસનું મૂળ છે. પણ તે ત્યારે બને કે જ્યારે, બીજાનાં કર્તવ્યને પોતાનો અધિકાર ન માનવામાં આવે, બીજાંના અધિકારની રક્ષાને પોતાનું કર્તવ્ય માનવામાં આવે. અને તેમ કરવાથી જે આસકિત (રાગ) બંધાઈ હોય તે દૂર થઇ જાય અને નવીન રાગ પેદા ન થાય. રાગ રહિત ભૂમિમાં જ યોગરૂપી વૃક્ષની જડ પેસે છે અને યોગરૂપી વૃક્ષમાં જ તત્ત્વજ્ઞાન રૂપી ફળ બેસે છે. એ ફળ પ્રેમરૂપી રસથી ભરપુર છે. એ દૃષ્ટિએ, રાગ રહિત થવામાં જ સર્વ વિકાસનું મૂળ છે.

પોતાના અધિકારના ત્યાગ વગર, કોઇપણ વ્યકિત, રાગને ક્રોધ રહિત થઇ શકે નહિ એતો સર્વને જાણીતું છે કે અધિકાર ન સંતોષાય તેથી મનુષ્ય ક્ષુભિત અને ક્રુદ્ધ થાય છે. ક્ષુબ્ધ થવાથી, મનુષ્ય, સમતોલપણું, ગુમાવે છે. સમતા ખોવાથી ક્રોધનો અગ્નિ સબળ થાય છે, તેમ થતાંજ સજાગપણું અને સાવધાની રહેતી નથી અને (સ્વરૂપની) વિસ્મૃતિ થઈ જાય છે કર્તવ્યની વિસ્મૃતિથી, ન કરવા લાયક કર્મ થાય છે; સ્વરૂપની વિસ્મૃતિ, દેહાભિમાનમાં ફસાવે છે. અને પ્રેમાસ્પદની વિસ્મૃતિ અનેક આસક્તિઓને જન્માવી, પ્રેમની ભાવનામાંથી

વિમુખ કરી દે છે-તેથી માનવજીવનમાં, ક્ષોભ અને ક્રોધનું કોઈ સ્થાન નથી-અકાર્યથી જીવન, જગત માટે ઉપયોગી રહેતું નથી. દેહાભિમાન દૃઢ થતાં જીવન પોતા માટે નિરર્થક થાય છે. અને આસક્તિઓમાં ફસાવાથી, જીવન પ્રભુ સેવા માટે નિરૂપયોગી બને છે-એ દૃષ્ટિએ, ક્ષોભ અને ક્રોધ જેવા કોઈ ભયંકર વિકાર નથી-તેનો ત્યાગ, પોતાના અધિકારનો ત્યાગ કરવાથી થાય છે. તેથી બીજાઓનાં કર્તવ્યને પોતાના અધિકાર માનવો એ ભૂલ છે અને સર્વથા ત્યાજ્ય છે. બીજાઓની ઉદારતા, આપણા ગુણને લીધે છે એમ માનવાથી મિથ્યા દેહાભિમાન વધે છે. એ સઘળા વિકારોનું મૂળ છે-તેથી કોઇ મનુષ્યે, કોઇની ઉદારતાને પોતાના ગુણનું કારણ ન માનવું જોઈએ. જે મનુષ્ય, બીજાની ઉદારતાને પોતાનો ગુણ નથી માનતા, તેઓમાં હૃદયની ઉત્તમ લાગણીઓ વિકસે છે. તેમ થવાથી નીરસતાને બદલે સરસતા, કડવાશને બદલે માધુર્ય અને જુદાપણાંની ભાવનાને બદલે એકતાનો ભાવ પેદા થાય છે. એ વિકાસનું મૂળ છે.

દેહાભિમાનથીજ, મનુષ્ય પોતે ગુણવાન છે એવો અંચળો ઓઢે છે. ખરીરીતે તો સઘળાદિવ્ય ગુણો આત્મામાં સિદ્ધ છે. તે બહારથી મેળવવાની વસ્તુ નથી જ્યારે મનુષ્ય, પોતાના આત્માના વિવેકનાં જ્ઞાનથી, પોતાના જાણેલા અને કરેલા દોષનો ત્યાગ કરી દે છે, ત્યારે પોતાનામાં રહેલાં નિર્દોષ તત્ત્વમાં તે એકમેક થઈ જાય છે. એમ થતાંજ જીવન, નિર્વાસના નિર્વૈરતા, નિર્ભયતા, સમતા, મુદિતા વગેરેથી ભરપૂર બની અને તેનું બંધેચ બદલી જાય છે. ભેદ કે જૂદાપણાનો ગંધ પણ રહેતો નથી અને સર્વતોમુખી વિકાસ આપોઆપ થઇ જાય છે.

ઉદારતા વિના પ્રાપ્ત વસ્તુ, સામર્થ્ય, લાયકાત વગેરેનો સદ્વ્યય થતો નથી. દુખીઓને દેખી કરૂણતા અને સુખીઓને દેખી, પ્રસન્નતા થાય તેમાંજ ઉદારતાની પરાકાષ્ઠા છે, બીજાઓની ઉદારતાને માટે માનની લાગણી સેવી, પોતે ઉદાર બનવાનો મનુષ્યે, અથાક પ્રયાસ



કરવો જોઈએ. ત્યારે જ, મનુષ્ય, સુખાસકિતની ગુલામીમાંથી સ્વાધીન બની શકે. પણ તે ત્યારેજ બને કે જ્યારે. મનુષ્ય, પારકાની ઉદારતાને પોતાના ગુણનું કારણ ન માને, એટલું જ નહિ પણ ઉદારતા પૂર્વક પ્રાપ્ત સુખનો સદુપયોગ કરતો રહે. ત્યારે જ પરસ્પરની એક્તા સુરક્ષિત રહે અને વાસ્તવિક જીવન પ્રાપ્ત થાય.

એ પણ સર્વને વિદિત છે કે કોઇપણ વ્યક્તિ. સમાજ, વર્ગ, દેશ વગેરે, સર્વાંશે સબળ કે નિર્બળ નથી હોતા. પ્રાકૃતિક નિયમ પ્રમાણે સર્વમાં આંશિક સબળતા અને નિર્બળતા વિદ્યમાન હોય છે. આંશિક બળનો સદુપયોગ કરવાથી બળની વૃદ્ધિ અને તેના દુરૂપયોગથી, બળનો હ્રાસ થાય છે. તે કારણે બળનો દુરૂપયોગ સર્વને માટે અહિતકર છે. બળના દુરૂપયોગનો માનવજીવનમાં કોઈ અવકાશ જ નથી. એટલું જ નહિ, પણ સદુપયોગ કરવાનું અનિવાર્ય છે કેમ કે તે સર્વને માટે, સર્વદાહિતકર છે. પણ તે ત્યારે જ બને કે બીજાની નિર્બળતાના આધારે પોતાને સબળ માનીએ નહિ. પરસ્પર સંઘર્ષ બંધ કરવાનો એજ મહામંત્ર છે. તે મંત્રનું અનુકરણ હરેક વ્યક્તિ સમાજ, વર્ગ, દેશ વગેરે એ કરવું એ અતિ આવશ્યક છે. તેથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે કોઇના કર્તવ્ય ઉપર પોતાનો અધિકાર, બીજાની ઉદારતાએ પોતાનો ગુણ, અને કોઇની નિર્બળતાને લીધે પોતાને સબળ ન માનવાથી જ. સુંદર સમાજનું નિર્માણ થાય છે અને આપણું પોતાનું કલ્યાણ થાય છે. આ રહસ્ય, જેઓએ આત્મ વિવેકના પ્રકાશથી પોતાની સ્થિતિનું અધ્યયન કરીને ખરા જીવનની શોધ કરી હોય, તેઓ જ જાણી શકે છે.



## છઠ્ઠો નિયમ

કૌટુંબિક કે જાતનો સંબંધ ન હોય તો પણ કૌટુંબિક ભાવના પ્રમાણે પરસ્પર સંબોધન, તથા સદ્ભાવ; અર્થાત કર્મની ભિન્નતા હોવા છતાં સ્નેહની એકતા.

એ સર્વને જાણીતું સારી પેઠે હોય છે કે પ્રત્યેક ઉત્પત્તિનાં મૂળમાં કોઇ એક તત્ત્વ છે જે અનુત્પન્ન છે. એમ ન હોય તો ઉત્પત્તિ સ્થિતિ અને લય સિદ્ધ થઈ શકે નહિ–એ દૃષ્ટિ એ હરેક વ્યક્તિ, વિશ્વ સાગરમાં એક બિંદુ છે. સાગર અને તેનાં બુંદમાં ગુણોની ભિન્નતા હોવા છતાં, જાતીય અને સ્વરૂપની એકતા છે. ગુણોની જુદાઇ હોવાથી, એકતાને કારણે લક્ષ્યથી એકતા સ્વાભાવિક છે.

જેમ પ્રત્યેક કર્મેંદ્રિય અને જ્ઞાનેંદ્રિયના કર્મમાં ભેદ હોવા છતાં, લક્ષ્યની એકતા રહે છે, અર્થાત્ શરીરના પ્રત્યેક અવયવ અને આકારમાં ભેદ હોવા છતાં પણ તેમની પ્રીતિમાં એકતા હોય છે, તેમ જ દરેક વ્યક્તિ, સમાજ વર્ગ અને દેશની રચનાઓ જુદી જુદી હોવા છતાં, તેમના સ્નેહ અને ધ્યેયની એકતા આવશ્યક છે. પણ તેવું થવાનો સંભવ ત્યારેજ બને કે જ્યારે અનેક પ્રકારના ભેદ હોવા છતાં પણ પરસ્પર સંબોધન અને સદ્ભાવ કૌટુંબિક અને જાતીય એકતાનાં ધોરણે, કરવામાં આવે. સદ્ભાવ પૂર્વક કૌટુંબિક સંબંધ હોય તેવી રીતે, સંબોધન તથા કર્મની પવિત્રતા, પરસ્પરની પ્રીતિની એકતા સુરક્ષિત રાખવામાં કારણ છે. સંબંધ કર્તવ્યનું ચિહ્‌ન છે, અધિકારનું નહિ. કર્તવ્ય પાલનથીજ પ્રાણી, મળેલી વસ્તુ, શક્તિ અને લાયકાતનો સદ્વ્યય કરી શકે છે. મળેલાં સાધનો નો સદુપયોગ થવામાંજ, સુંદર સમાજની રચના થવાની શકયતા રહેલી છે. પોતાના અધિકારના ત્યાગથીજ, જીવનમાં નિષ્કામ વૃત્તિનો વિકાસ થાય છે. એ દૃષ્ટિએ હરેક સ્વાંગમાં તે સ્વાંગને અનુકૂળ કર્તવ્યની દિશાનું સૂચન છે. કર્તવ્યનો સંબંધ 'પર' લક્ષી છે, અને



નિષ્કામપણું પોતાનાં 'સ્વ' આત્માને માટે હિત કર છે. કર્તવ્ય બુદ્ધિ શિવાય પરસ્પરની એકતાનો સંભવ નથી; અને નિષ્કામતા વિના, અસંગતા અને આત્મીયતા જીવંત બનતાં નથી. અનાસક્તિ વિના સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ થતો નથી; અને આત્મીયતા વિના, અગાધ, અનંત નિત નવ પ્રેમ જાગ્રત થતો નથી. એવી જાગૃતિ થાય તોજ યથાર્થ જીવન બને. કારણ હરેક ભાઇ બ્હેન, કર્તવ્ય પરાયણતા અને નિષ્કામ પણું સંપાદન કરે એ અત્યંત આવશ્યક છે.

એ તો સર્વને માન્ય છે કે સમસ્ત વિશ્વનો આધાર અને ઉત્પન્ન કરનાર એક છે. બે નથી. અર્થાત્ જેનાં કાર્યથી જગત બન્યું તે છે કારણ એક છે. કારણમાં એકતા હોવા છતાં પણ કાર્યમાં ભિન્નતા જણાય એ વૈજ્ઞાનિક સત્ય છે. એટલુંજ નહિ પણ કાર્યમાં, સત્તા, કારણની જ હોય છે, છતાંય કારણ સાથે સરખાવતાં, કાર્યમાં ગુણોની ભિન્નતા થઇ જાય છે. તે કારણે એકતામાં અનેકતાનો ભાસ થાય છે. દેખીતી અનેકતા છતાં એકતાનો પ્રચાર રહે, તે માટે, એ જરૂરી છે કે, પરસ્પરનો વ્યવહાર, આત્મીયતાના આધારે જ કરવામાં આવે; એવું ત્યારેજ થઈ શકે કે જ્યારે સર્વાત્મભાવ પ્રત્યક્ષ થઇ જાય અથવા એવું જ્ઞાન થઇ જાય કે પ્રત્યેક વ્યક્તિ અને વસ્તુ સાગરનાં મોજા જેવાં છે, અર્થાત્ એવી પ્રતીતિ થવી જોઇએ કે સર્વાધાર તથા સર્વને ચેતન આપનારની જ વિશ્વ એ અનુપમ લીલા છે. એમ જાણવાથી અનેકતામાં એકતાનું દર્શન ઘણી સુગમતાથી થઈ શકશે. એવું દર્શન થતાંજ, રાગદ્વેષ નષ્ટ થાય છે. રાગનો અંત થતાંજ સ્વાધીનતાનો વિકાસ અને દ્વેષનો અંત થતાં પ્રેમ પ્રાદુર્ભાવ, આપોઆપ થાય છે. એજ સર્વનું લક્ષ્ય છે, સર્વની (અંતર્હિત) માંગ છે

સદ્ભાવ શિવાય સહ્રદયતાનો ઉદય થતો નથી, સહ્રદયતા જ પ્રીતિનું ઉદ્ગમ સાધે છે. પ્રીતિ એ એક એવું અલૌકિક તત્વ છે કે જેની જગૃત થવાથી કર્તવ્યવિમુખતા અને આસક્તિ નિર્મૂળ થઇ જાય છે. આસક્તિના નાશમાંજ કર્તવ્ય પરાયણતા અને અસંગતા રહેલાં છે. કર્ત

વ્ય પરાયરાણુતામાં સુંદર સમાજનું નિર્માણ અને અસંગતામાં પોતાનું કલ્યાણ રહેલાં છે. એ દષ્ટિએ તમામ મનુષ્યોએ, સદ્ભાવ સારી રીતે જાળવવાની જરૂરત છે, સદ્ભાવ પૂર્વક સંબોધન કરવાથી, પરસ્પરના વ્યવહારમાં પવિત્રતા આવે છે, અને સતૃચરિત્ર સુદૃઢ થાય છે. વ્યકિત અને સમાજનું નિર્માણ થાય છે જે વિકાસનું મૂળ છે,

સાધનરૂપ બને તેવાં વર્તનની સ્વીકૃતિ એ જ ખરાં માનવજીવન-ની રીત ગણાય, પોતે જે જીવન રીત સ્વીકારી હોય, તેવી પ્રવૃત્તિ થાય છે. સર્વનાં હિતકારક પ્રવૃત્તિ ત્યારે જ થઇ શકે કે જયારે સર્વ એવી માન્યતાઓ જે કર્તવ્ય પોષક ન હોય, તેના અંત કરી દેવાય.

કર્તવ્ય ન હોય તેવું વર્તન અને સાધન ન બને તેવું વર્તન નાશ પામે તેજ કારણે માનવ સમાજમાં જૂદા જૂદા પ્રકારના સંબંધોની સ્થા-પના થયેલી છે. તે કારણે સંબંધોને અનુરૂપ જ સંબોધન અનિવાર્ય છે. દેહાભિમાનમાં રહેલ પ્રાણી અપવિત્રતાથી રહિત ત્યારે જ રહી શકે છે કે જયારે તે પોતાની સાંસ્કૃતિક મર્યાદા અને સામાજિક અવસ્થાને બંધ બેસે તેવા સ્વીકારેલ સંબંધોને લક્ષ્યમાં રાખી પરસ્પર સંબોધન તથા સદ્વ્યવહાર કરે.

વ્યવહાર શુદ્ધિ શિવાય, સ્વાર્થભાવનષ્ટ થતો નથી, તેના નાશ થયા શિવાય રાગરહિત બનવાનો સંભવ નથી, રાગની ભૂમિકામાં જ સર્વ વિકારોની ઉત્પત્તિ થાય છે. તેથી દરેક ભાઈબ્હેને, નિર્વિકાર બનવા માટે રાગ રહિત થવું અનિવાર્ય છે. વિકાર યુકતજીવન, પોતાને માટે ઉપયોગી નથી કે પારકાંને માટે પણ ઉપયોગી નથી. કોઈને પોતાનો સાથી અપ્રમાણિક હોય તે રૂચતું નથી. પ્રમાણિક વ્યક્તિ સાથેના સંબંધની સર્વની માંગ હોય છે, અથવા એમ કહો કે જે પોતાને જોઈ-એ છીએ, તેવું જ વિશ્વને જોઇએ છીએ. સદ્વ્યહાર અનેકતામાં એક્તા અને જૂદાપણામાં, અભેદભાવની સ્થાપના કરે છે. જૂદાપણાંથી સ્વાર્થ-ભાવ અને અભેદભાવથી સેવાભાવની વૃદ્ધિ થાય છે, સ્વાર્થભાવ રહે ત્યાં



સુધી કોઇનો પણ વિકાસ થવાનો સંભવ નથી, તે કારણે ભેદભાવનો નાશ થવો જોઈએ. એ ત્યારે જ બને કે જયારે અનેક ભેદ હોવા છતાં પ્રીતિની એકતા સ્વીકારવામાં આવે. પ્રીતિની એક્તા એ જ ખરી એક્તા છે. કર્તવ્યની ભિન્નતા, પ્રીતિની એકતાની બાધક નથી, એટલું જ નહિ પણ પ્રીતિની એક્તા, કર્મની ભિન્નતા હોવા છતા, ભેદરહિતપણું સ્થાપન કરવ સમર્થ છે. ભેદભાવની ભૂમિકામાં જ કામનાઓની ઉત્પત્તિ થાય છે. તે વિનાશનું મૂળ છે. તેથી ભેદભાવને અભેદભાવથી, નષ્ટ કરવાનું અનિવાર્ય છે. તેથી પ્રત્યેક ભાઈબ્હેને, કૌટુમ્બિક ભાવના હોય તેવું જ પરસ્પર સંબોધન અને સદભાવ રાખવાનું આવશ્યક છે. વિકાસનું એ મૂળ છે.



## સાતમો નિયમ

નિકટવર્તી જન સમાજની યથાશક્તિ કાર્ય દ્વારા સેવા કરવી.

એ હકીકત સૌને વિદિત છે કે વસ્તુ સામર્થ્ય, યોગ્યતાના રૂપમાં જે કોઈ ભાઈબ્હેનને જે કાંઈ મલ્યું છે, તે વ્યક્તિગત નથી, પરંતુ સમષ્ટિની શકિતઓથીજ નિર્મિત છે. એ નિયમ છે કે મળેલી શકિતનો સદુપયોગ કરવામાં જ, પ્રાણીઓનો વિકાસ રહેલો છે. તેથી પ્રાપ્ત વસ્તુ, સામર્થ્ય અને યોગ્યતા દ્વારા જ નિકટવર્તી જન સમાજની યથાશકિત સેવા કરવાનું અનિવાર્ય છે. સેવાભાવથી કરેલી પ્રત્યેક પ્રવૃત્તિ થોડી હોય કે ઘણી પણ તેનું મૂલ્ય સરખું છે. સેવાનું ફળ, ચિત્તની શુદ્ધિ છે કોઈ ખાસ પરિસ્થિતિ મેળવવાની તેમાં આશા ન રખાય. પ્રાપ્તનો સદુપયોગ, આવશ્યક વસ્તુ સામર્થ્ય અને યોગ્યતાની પ્રાપ્તિનું પણ કારણ છે. પણ એ સેવાનું ગૌણ ફળ છે. મુખ્ય નહિ. સેવાનો આરંભ, દુખીઓને દેખીને કરૂણા પૂર્ણ અને સુખીઓને દેખી પ્રસન્ન રહેવાથી થાય છે; અર્થાત કરૂણા અને પ્રસન્નતા જ સેવાનું—વાસ્તવિક સેવાનું સ્વરૂપ છે. કરૂણાથી સુખભોગની લાલસા નષ્ટ થાય છે અને પ્રસન્નતા, કામના રહિત કરી દે છે; સુખભોગની આસકિતનો નાશ થતાં જ, મળેલી વસ્તુ, સામર્થ્ય અને લાયકાતનો સદુપયોગ સમીપ સ્થ પ્રાણીઓનાં હિત માટે આપોઆપ થવા લાગે છે. એમ થવાથી પરસ્પર એકતાનો સંચાર અને ભેદભાવનો નાશ, આપોઆપ થવા લાગે. ભેદભાવનો નાશજ સુંદર સમાજનાં નિર્માણમાં કારણ ભૂત છે; શ્રમરરહિત થઈ જવાથી દેહાભિમાન ગળી જાય છે. તેથી આપણું કલ્યાણ થાય છે. એ દૃષ્ટિએ સેવામાંજ, સુંદર સમાજનું નિર્માણ અને વ્યક્તિનું કલ્યાણ છે.

સુખભોગની વાસનાનો નાશ થયા વિના, નિત્ય-યોગની પ્રાપ્તિ સંભવિત નથી. કોઇ ખાસ અભ્યાસથી, થોડા વખત માટે, શાંત થઈ શકાય એતો એક તાત્કાલિક વિશેષ સ્થિતિ છે. તે નિત્ય યોગ ન કહેવાય. નિત્ય યોગતો સાધકને નિત્યનાં જીવનનો યોગ સાધી આપે છે.



એજ સર્વને ઈષ્ટ છે એ કારણે સુખ ભોગની વાસના નાબુદ કરવી એ આવશ્યક છે. અને તે કરૂણાળુ બનવાથી સંભવિત છે. મમતાને કારણે કરૂણા તો પશુ પક્ષી વગેરેમાં પણ હોય તેથી ચિત્ત શુદ્ધ નથી થતું. મમતા રહિત કરૂણા હોય તો જ ચિત્ત શુદ્ધ થાય.

ભૌતિકવાદીની દૃષ્ટિએ સમસ્ત વિશ્વ એક છે. અધ્યાત્મવાદીની દૃષ્ટિએ સમસ્ત વિશ્વ એ આપણી જ એક વિશેષ અવસ્થા છે. અને આસ્તિકવાદીની દૃષ્ટિએ, તે અનંતની એક અનુપમ લીલા છે. તે કારણે સર્વ આપણાં જ છે, કોઇ પારકું નથી એવો સદ્દભાવ થયા શિવાય સેવા ભાવથી જાગૃતિ થવાનો સંભવ નથી. એ સર્વને વિદિત છે કે ભાવ અમર્યાદિત અને કર્મ મર્યાદિત હોય છે. પરંતુ વ્યાપક ભાવથી સીમિત કર્મમાં પવિત્રતા આવે છે અને તેથી કર્તા નિષ્કામ થઈ જાય છે. નિષ્કામતા પ્રકટ થતાં જ, ભોગ, યોગમાં લુપ્ત થઈ જાય છે. તેથી નિકટના પ્રાણીઓની સેવા, ભોગીને યોગી બનાવી દે છે. યોગ કલ્પવૃક્ષ જેવો છે. યોગથી જ દુઃખીઓનાં દુઃખનો નાશ, જિજ્ઞાસુઓને તત્ત્વજ્ઞાનનો લાભ અને પ્રેમીઓને પ્રેમાસ્પદ (પ્રભુ)ની પ્રાપ્તિ થાય છે. એટલુંજ નહિ, સમસ્ત વિકાસની ભૂમિકા, ચિરકાળનો વિશ્રામ યોગથીજ સાધ્ય છે. નિજ વિવેકના ઉપયોગથી જ, પવિત્ર ભાવનો ઉદ્દગમ થાય છે. પવિત્ર ભાવથી થયેલાં કર્મ દ્વારા, કર્તા કામ રહિત થાય છે. કામ રહિત થતાં જ, સર્વ પ્રકારનો વિકાસ સ્વતઃ સધાય છે. એ કારણે પ્રાપ્ત વિવેકનો આદર (સદુપયોગ) કરવો એ માનવમાત્ર ને માટે અત્યંત આવશ્યક છે. નિજ વિવેકનો અનાદર કરવાથી, સ્વાર્થભાવની ઉત્પત્તિ થાય છે. તે સુખ ભોગની વાસના, પ્રવૃત્તિ અને આશામાં પ્રાણીને ફસાવે છે અને તે વિનાશનું મૂળ છે.

સેવાભાવનો ઉદ્દભવ થયાથીજ સ્વાર્થભાવનો સર્વાંશે નાશ થાય છે. તેથીજ પ્રત્યેક વર્તમાન કર્તવ્ય હોય તે કામ, સેવાભાવથી પ્રેરાઈનેજ કરવું જોઇએ. દરેક કર્તવ્ય કર્મ, આસ્તિકની દષ્ટિએ પૂજા છે, અધ્યાત્મવાદીની દષ્ટિએ સાધન છે. અને ભૌતિક વાદીની દ્રષ્ટિએ, સ્વધર્મ છે.

પૂજાની પૂર્ણતા, પૂજારીને પ્રેમથી ઓતપ્રોત કરે છે. અને સાધન, અસાધન પ્રવૃત્તિનો નાશ કરીને, સાધ્ય અને સાધનની અભિન્નતા કરી દે છે. સ્વધર્મ રાગદ્વેષ રહિત બનાવી, કર્તાને ચિરશાંતિ પ્રદાન કરે છે. હરેક દૃષ્ટિબિંદુથી જોતાં, એ વિકાસનું મૂળ છે. તત્ત્વજ્ઞાનનો ભેદ હોવાથી, હકીકતમાં કાંઇ ફેર પડતો નથી-કારણ તત્ત્વદર્શન અનેક છે. પણ જીવન તો એકજ છે.

સેવકની દરેક પ્રવૃત્તિ, નિર્મોહતા, નિર્લોભતા અને નિષ્કામતા યુક્ત હોય છે; તેના જીવનમાં કોઇબીજો કે પારકો નથી. સર્વ આપણા છે. અને આપણા હોવાથી સ્વભાવથીજ પ્રિય છે. નિષ્કામતા શિવાય, પ્રેમ વ્યાપક બનતો નથી—મર્યાદિત પ્રેમથી આશક્તિનો જન્મ થાય છે. અને પ્રેમની વ્યાપકતાથી સત્યપ્રેમ ઉત્પન્ન થાય છે. તે સત્ય જીવન છે. તે કારણે નિકટવર્તી પ્રાણીયોની સેવા કરવાનું અનિવાર્ય છે.

સર્વ જાણે છે કે પ્રત્યેક પરિસ્થિતિ સુખદુખ યુક્ત હોય છે. સુખનો સદુપયોગ. દુખીઓની સેવામાંજ છે. એ કારણે. પ્રાપ્ત સુખ, દુખીઓનીજ સંપત્તિ છે, એ વાત લક્ષમાં રાખી, આદર પૂર્વક અને પવિત્ર ભાવથી. દુખીઓને તે ભેટ કરી દેવી જોઇએ ત્યારેજ મનુષ્ય સુખની ગુલામીમાંથી છુટો થઇ શકે છે. અને તેમ થતાંજ દુખનો ભય આપો આપ નાશ થાય છે. સેવાથી સુખી અને દુ:ખીઓમાં એકતા અને સ્વાર્થ ભાવ જૂદાઇ કરાવે છે. અને એકતામાં સંઘર્ષ ઉત્પન્ન થાય છે. શાંતિ, સામર્થ્યની માતા છે. અને સંઘર્ષ વિનાશનું મૂળ છે. તેથી પ્રત્યેક કર્મ સેવા ભાવથી કરવું જોઇએ. જો કોઇ કારણે સેવા ન થઇ શકે તો ત્યાગ અનિવાર્ય છે, ત્યાગથી સેવાની શક્તિ આવે છે. અને ત્યાગમાં કર્તવ્યની પૂર્ણતા છે સેવાને અંતે ત્યાગ અને ત્યાગની પૂર્ણતામાં સેવા આપોઆપ, થવા લાગે છે.

સેવાભાવની સીમા હોતી નથી, ક્રિયા સીમિત હોય છે.—બે હદ ભાવથી, ક્રિયાનાં 'મર્યાદિત ક્ષેત્રમાં પવિત્રતા પ્રવર્તે છે; અને પવિત્રતાથી



વ્યાપકભાવ સચેત રહે છે. સેવા કરવા માટે સૌ પોતાનાં છે. અને પોતાને માટે તો તેજ પોતાનાં ગણાય કે જે. સર્વનાં પ્રકાશ આપનાર અને આશ્રયરૂપ હોય. જે સૌને પ્રકાશ આપનાર છે તે, સર્વના પરમ મિત્ર છે, અને તે નાતેજ સેવા કરવાની છે. સેવાનો ક્રિયાત્મક પ્રદેશ ભલે મર્યાદિત હોય પણ સેવાનો ભાવ સર્વ વ્યાપી હોવો જોઇએ. મર્યાદિત ભાવથી જે સેવા કરવામાં આવે તે વ્યક્તિઓ વચ્ચે, વર્ગો વચ્ચે અને દેશો વચ્ચે સંઘર્ષ પેદા કરે છે. સેવાની પૂર્ણતા, પ્રેમને જન્મ આપે, સંઘર્ષોને નહિ તેથી દરેક સેવા કાર્યમાં નિર્મર્યાદ, વ્યાપકભાવ હોવો જોઇએ એકના નુકસાનથી બીજાનો વિકાસ કરવાની ભાવના એ સેવાભાવના નથી, પણ સ્વાર્થ ભાવ છે. તેજ માનવ સેવા કરી શકે, જેણે સર્વનાહિત કરવાની સદભાવના સેવી હોય. સર્વનાં હિતમાં પ્રીતિ રાખનારનો સેવાભાવ સાચો રહે છે તેથીજ સેવાભાવથી રંગાઇને, પોતાની આજુબાજુના જનસમાજની. ક્રિયાત્મક રૂપ સેવા કરીને, પ્રત્યેક ભાઇબ્હેન પોતાનું કલ્યાણ અને સુંદર સમાજનું નિર્માણ કરી શકે એનિર્વિવાદ સિદ્ધ થાય છે.



## આઠમો નિયમ

શારીરિક હિતની દૃષ્ટિએ આહારવિહારમાં સંયમ અને દૈનિક કાર્યોમાં સ્વાવલંબન.

માનવજીવન ઘણી મહત્વની વસ્તુ છે, કારણ કે એ જીવનમાં જ, પ્રાણી સાધન પરાયણ થઈને, વાસ્તવિક જીવન અથવા અંતિમ ધ્યેયથી, યોગ પામીને, કૃત કૃત્ય થઇ શકે છે. તેથી માનવ માત્રની એ જવાબદારી થાય છે કે, મળેલી વસ્તુ, સામર્થ્ય તથા લાયકાતનો સદુપયોગ કરવો. એમ ત્યારે જ થઈ શકે કે જ્યારે, પ્રાણી શારીરિક હિત માટે, આહારવિહાર ઉપર સંયમ અને દૈનિક કાર્યોમાં યથાશક્તિ સ્વાવલંબન સિદ્ધ કરે, પરંતુ સુખલોલુપતાથી. માનવ શારીરિક હિતનો વિચાર છોડી દઈને સુખભોગમાં પ્રવૃત્તિ કરે છે. તેનું ઘણું જ ભયંકર પરિણામ એ થાય છે કે, પ્રાણી બિચારો, દેહાસક્તિમાં ફસાઈ જાય છે અને તેને એ દેહાસક્તિની ભોગની પ્રવૃત્તિને પરિણામે, રોગ, શોક વગેરે દુખો ભોગવવાં પડે છે. એ સમજીને પ્રાણીએ જાણવું જોઇએ કે માનવ જીવનની સાર્થક્તા. સુખનાં પ્રલોભનનો ત્યાગ કરીને, હિતાવહ પ્રવૃત્તિમાં જોડાવું જોઇએ, અહિતકર કર્મોમાં પ્રવૃત્ત થવુ એ જીવનનો અનાદર છે, પ્રાકૃતિક નિયમનો વિરોધ છે અને અનંતનાં મંગળમય વિધાનનું ઉલ્લંધન છે. એ સર્વ નાશનું મૂળ છે. સર્વ જાણે છે કે પશુઓનાં જીવનમાં, પ્રાકૃતિક નિયમનું યથેષ્ટ પાલન હોય છે, પરંતુ માનવ, પોતાને મળેલી સ્વાધીનતાનો દુરૂપયોગ કરીને, હિતકર પ્રવૃત્તિઓથી વિમુખ અને સુખકર વિલાસમાં ફસાઈને, પોતાને દીન, હીન બનાવે છે અને સાધનયુકત જીવનને ખોઇ બેસે છે. એ કારણે સુખ બુદ્ધિનો ત્યાગ કરી, હિત બુદ્ધિ પ્રમાણે વર્તન કરવું એ હરેક ભાઈબ્હેનને માટે પરમ આવશ્યક છે,

ખોરાકનો ઉપયોગ, પ્રાણ અથવા જીવન શક્તિ કાયમ રહે એ માટે છે, વિહારનો સંબંધ માનસિક સમતોલપણું સુરક્ષિત રાખવા સાથે છે, તેથી એ જ આહાર ઉપયોગી છે કે જેથી જીવન શકિતનું પોષણ થાય,



અને વિહાર એ જ હિતકર છે કે જેથી વિદ્યમાન આસકિતની નિવૃત્તિ થાય. જે આહાર, સુખકર લાગે પણ હિતકર ન હોય અને જે વિહારથી નવીન રાગની ઉત્પત્તિ થાય તે સર્વથા ત્યાજ્ય છે, સૌ જાણે છે કે પ્રાણશક્તિ ક્ષીણ થવાથી, પ્રાણી અશક્તિમાં પટકાય છે અને પોતાનું તાત્કાલિક કર્તવ્ય કર્મ પૂરેપૂરી રીતે કરી શકતો નથી અને એમ થવાથી જીવન, જગત માટે ઉપયોગી રહેતું નથી. તેથી જીવનશક્તિની રક્ષા માટે હિતકર આહાર અનિવાર્ય છે.

આહાર ઘણું કરીને, ત્રણ પ્રકારના હોય છે. હિતકર, ભાવતા અને સુખકર. હિતકર આહાર તે છે કે જે સ્વભાવિક રીતે સાત્વિક, ને સુપાચ્ય હોય અને જે મેળવવા માટે કોઈનું અહિત ન કરવું પડે અથવા જેનું ઉત્પાદન હિંસાત્મક ન હોય. ખાદ્ય પદાર્થોમાં કેટલીક એવી વસ્તુઓ હોઇ શકે છે કે જે સ્થૂળ શરીર માટે ઉપયોગી હોય. પરંતુ સૂક્ષ્મ શરીરને હાનિકર્તા હોય. ભોજન વિજ્ઞાનની દૃષ્ટિએ, આહારનો નિર્ણય કરતી વખતે એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે સ્થૂળ શરીરનું પોષણ કરવા જતાં, પ્રમાદને કારણે કયાંઇક સૂક્ષ્મ શરીરનું અહિત ન થઈ જાય; કારણ કે સ્થૂળ શરીરનો નાશ થવા છતાં, સૂક્ષ્મ શરીર તો રહે છે. એટલું જ નહિ, સ્થૂળ, શરીર હોય ત્યારે પણ સૂક્ષ્મ શરીરને શુદ્ધ રાખવાનું અનિવાર્ય છે, કારણ કે સૂક્ષ્મ શરીર અશુદ્ધ થતાં જ, ચાલુ વિકાસમાં વિઘ્ન આવે છે, અને ભાવિ વિકાસ અટકી જાય છે. તેથી આહારનો સંબંધ, માત્ર સ્થૂળ શરીરને હષ્ટપુષ્ટ રાખવા પૂરતો જ નથી પરંતુ ઇંદ્રિયો, મન, બુદ્ધિ વગેરેને પણ સ્વસ્થ રાખવાનો છે. એ ત્યારે જ સંભવે કે જ્યારે જે આહાર સૂક્ષ્મ શરીર માટે હિતકર ન હોય, તેનો ત્યાગ થાય. ક્ષોભ, ક્રોધ અસહનશીલતા વગેરે દોષોનો સંબંધ સૂક્ષ્મ શરીર અસ્વસ્થ હોવા સાથે જ છે, તેથી એ જ આહાર ઉપયોગી છે, જે સ્થૂળ તથા સૂક્ષ્મ બંને શરીરોના હિતમાં હોય. સામાન્ય રીતે આ રહસ્ય ઉપર ધ્યાન નથી રહેતું એ ખરી રીતે પ્રમાદ છે,

રૂચિકર અને સુખકર ભોજનમાં કેવળ એજ ફેર છે કે, રૂચિ, છરસોમાંના કોઇ એક ખાસ રસની હોય છે, અને સુખકર ભોજનમાં કોઇ ખાસ પદાર્થનો આગ્રહ હોય છે. રૂચિકર આહાર શરીરની માંગ છે, અને સુખકર આહાર સ્વાદની આસકિત છે. જોકે સ્વાદની આસકિતને કારણે કોઇ ખાસ પદાર્થનો આગ્રહ થાય છે, રસ વિશેષનો નહિ એ ભૂલથી અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. હિતકર અને રૂચિકર ભોજન તો હમેશાં કરવાનું હોય છે. તત્કાળ માંગની દ્રષ્ટિએ નિવૃત્તિની દ્રષ્ટિએ, ઔષધની પેઠે કદી કદી સુખકર ભોજન ભલે થાય પણ તેમાં કાંઇ એવી વસ્તુ ન હોવી જોઇએ જે સૂક્ષ્મ શરીરને માટે અહિતકર થાય. સ્વાદ અભ્યાસથી બને છે; સ્વભાવિક હોતો નથી. સ્વભાવથી રસનો સ્વાદ હોય છે. પણ વસ્તુનો નહિ. તીવ્ર અને ઉત્તેજક રસો વિશેષ પ્રમાણમાં સેવન કરવાથી જીભની શક્તિક્ષીણ થઇ જાય છે, એમ થવાથી સ્વભાવિક સ્વાદ ગ્રહણ કરવાની શકિત રહેતી નથી. એ કારણે સાત્વિક વસ્તુઓમાં રૂચિ નથી રહેતી અને રાજસ અને તામસ વસ્તુઓ રૂચિકર લાગે છે. એ બનાવટી રૂચિનો નાશ કરવા માટે, વસ્તુઓના આગ્રહનો ત્યાગ કરવો જોઈએ અને માત્ર રસનો આગ્રહ રાખવો જોઇએ; શરીરને દરેક રસની આવશ્યકતા છે, તેથી જે વસ્તુમાં સ્વાભાવિક રસ હોય તે તેવાજ રૂપમાં સેવન કરવાથી, સાત્વિક આહારમાં રૂચિ આવી જાય છે અને રાજસિક કે તામસી આહાર રૂચિકર રહેતો નથી, સાત્વિક આહાર કરવાથી આહારમાં આસકિત નથી થતી અને રાજસ કે તામસ આહારથી રજો અને તમોગુણની વૃદ્ધિ થાય છે. જે નુકશાનનું મૂળ છે,

ખરી રીતે તો ભોજન એ યજ્ઞ છે, ઉપભોગ નથી, એ દૃષ્ટિએ ભોજનમાં એવી વસ્તુઓ લેવી જોઇએ કે જેથી પ્રાણદેવતાનું યથાવત ભોજન સેવન થઇ શકે. અર્થાત્ પ્રાણશકિત સુરક્ષિત રહે યજ્ઞમાં તે વસ્તુઓનો ઉપયોગ થાય કે જે હિતકર હોય, તેની જ આહુતિ અપાય છે, અને



હિત, એવી જ વસ્તુઓથી થાય કે જે સ્વાભાવિક રીતે જ સાત્વિક હોય. ભોજન કયારે અને કેમ કરવું જોઇએ તેનું જ્ઞાન પણ આવશ્યક છે. સ્વાસ્થ્યની દૃષ્ટિએ. દિવસના બીજા પહોરમાં અને રાત્રિના પહેલા પહોરમાં ભોજન કરી લેવું જોઇએ. ભોજન શાંત તથા પ્રસન્ન ચિત્તે ચાવી ચાવીને કરવું જોઇએ જેથી તેમાં યોગ્ય પ્રમાણમાં મોઢાનો રસ ભળી જાય. એ સંબંધમાં કેટલાક તો એટલે સુધી કહે છે કે ખાવાના પદાર્થોને પીઓ અને પીવાના પદાર્થોને ખાઓ, અર્થાત્ ભોજન પદાર્થોને એટલા ચાવો કે તે પાણી જેવા પ્રવાહી થઇ જાય. ભોજનનું માપ એટલું હોવું જોઈએ કે તે બહુ વધારે ન હોય અને ઓછું પણ ન હોય. ભોજન એટલું જ કરવું જોઇએ કે જેથી પેટને સંભાળવું ન પડે. પેટને વધારે યા ઓછું ખાવાથી જ સંભાળવું પડે છે, એ બેઉ સ્થિતિ અપ્રાકૃતિક છે. કાંઈપણ શારીરિકશ્રમ શિવાય, ભોજન લેવું અહિતકર છે. તેથી શ્રમ થયા પછીજ ભોજન કરવું જોઇએ. ભોજનની ઉત્પત્તિ અને તેને પચાવવાની ક્રિયાનો સૂર્ય સાથે સંબંધ છે. તેથી જ દિવસના બીજા પહોર દરમ્યાન અને રાત્રિના પહેલા પહોરમાં જ ભોજન કરવાનું હિતકર છે. જે માણસોમાં કર્મ, વિચાર અને સ્નેહની ભોજન કરનાર સાથે એકતા હોય, તેવા માણસોનું બનાવેલું ભોજન સ્વાસ્થ્ય આપનાર હોય છે. તેથી કર્મ વિચાર અને સ્નેહની એકતા રહે. ભોજન કરતી વખતે એ વાતનુ ધ્યાન રાખવું જોઈએ કે જેણે ભોજન કર્યું નથી એવું તો કોઇ આપણી આસપાસ નથી. ને બને ત્યાં સુધી સૌને આપીને ભોજન કરવું. ભોજન બનાવતી અને રસોઈ કરાવતી વખતે એ પણ ધ્યાન રાખવું જોઇએ કે તેમાંથી બીજાને પણ દેવાનું છે. પોતાને જ માટે રસોઈ બનાવવી કે કોઇ પાસે બનાવરાવી યોગ્ય નથી, કેમકે પ્રત્યેક પ્રાણી એ, એ અવસ્થામા પોષણ લીધું છે કે જ્યારે તે પોતે કાંઈ કરી શકતો નહિ, એ નિર્વિવાદ સત્યનો હંમેશાં ખ્યાલ રાખવો જોઈએ. એ ખૂબ યાદ રાખવું જરૂરી છે કે આપણને જે મળ્યું છે તે કોઇએ આપેલું છે તેથી દેવા લાયક થયા હોઈએ, ત્યારે દઈ ને જ ભોજન કરવું જોઇએ.

વિહાર, મન, ઇંદ્રિય વગેરેનું ભોજન છે. એ સંબંધનું પણ યથાર્થ ધ્યાન રાખવાનું અનિવાર્ય છે. મન, ઈંદ્રિય વગેરેમાં ઉત્પન્ન થતા વેગોને દબાવી અને છૂટથી પૂરા કરવા એ અહિતકર છે. જે વેગઉત્પન્ન થાય તે વેગોને, નિયમમાં, સાધન બુદ્ધિથી લાવી પૂરા કરવા. વેગ છૂપા રાગનું પરિણામ છે. જે રાગનો, વિવેકપૂર્વક નાશ કરી શકાય નહિ, તેની યોગ્યતા અનુભવ કરવા માટે નિયમિત અને મર્યાદિત પ્રવૃત્તિ કરવી એ અનિવાર્ય છે. પ્રત્યેક પ્રવૃત્તિને અંતે સ્વાભાવિક નિવૃત્તિ પ્રાપ્ત કરીને મન અને ઈંદ્રિયને સ્વસ્થ તથા શાંત કરવાં જોઈએ; કેમકે પ્રવૃત્તિને અંતે, મન ઇંદ્રિય વગેરે શાંત અને સ્થિર થઇ જાય ત્યારે જ આવશ્યક શક્તિનો વિકાસ થાય છે એ જ ઉન્નતિનું મૂળ છે.

છીંક, તરસ, ભૂખ, નિદ્રા અને મૂત્રના ત્યાગ વગેરે શારીરિક વેગોનું યથા સમય નિવારણ કરવું એ જ સ્વાસ્થ્યનું રક્ષણ કરનાર છે. કામ વેગ સંબંધી વાત ઉપર પણ વિચાર કરવાનું આવશ્યક છે. મનોવિજ્ઞાન પ્રમાણે વિચારતાં કામનો વેગ, શરીરના બીજા સર્વ વેગોથી બળવાન તથા મુખ્ય છે જ્યાં સુધી સર્વ ઈંદ્રિયોનું બ્રહ્મચર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી કામ ઉપર વિજય મેળવવાનું સંભવિત નથી. શરીરની વાસ્તવિકતા અને સૌંદર્ય અને ઇંદ્રિય જન્ય જ્ઞાનનો સદ્ભાવ જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી કામનો અંત થઈ શકતો નથી. તેથી કામ ઉપર વિજય મેળવવાને માટે, શરીરની વાસ્તવિકતાનું યથાર્થ જ્ઞાન અને પોતાના ઇષ્ટ (ઇશ્વર)ની અત્યંત ભક્તિ, પ્રકટ થાય એ જરૂરનું છે. કારણ કે પોતાના લક્ષ્ય ઉપર દઢ ભક્તિનો રસ એ રસની તીવ્રતા એવી ઉત્પન્ન કરે છે કે બીજી બધી ઇચ્છાઓ વિલીન થઈ જાય છે. તેથી એ સ્થિતિ કામનો અંત લાવવા સમર્થ છે. કોઈ આસ્તિકનું કહેવું છે કે રામની ભક્તિ, કામનો નાશ કરીને, રામ સાથે ભક્તનો યોગ કરી દે છે. તે શિવાય જ્યાં સુધી બને ત્યાં સુધી વ્યક્તિગત રોજનાં કામો પોતાની મેળે કરી લેવાં જોઇએ. બીજાની સહાય, જ્યાં સુધી પરવશતાની સ્થિતિ આવી જાય, ત્યાં



ન જ લેવી. કારણ કે પોતે ન કરીએ તો શ્રમની મહત્તા સમજાતી નથી અને પ્રાણી આળસુ, વિલાસી અને સંઘરાખોર બની જાય છે. તેમ થવાથી મનુષ્યને પૈસાનો લોભ વધે છે અને ભેગું કરવાની ભાવના ઉત્પન્ન થાય છે. એથી મિથ્યાભિમાન પેદા થાય છે. અને સમાજમાં દરિદ્રતાની વૃદ્ધિ થાય છે. વિચારીને, સ્વાવલંબન આચરણમાં મૂકીને, સમાજમાં શ્રમની મહત્તા વધારવી જોઇએ. તેથી પરસ્પરમાં એકતાની વૃદ્ધિ અને દરિદ્રતાનો નાશ થવાનો સંભવ છે. એ રીતે આપણે આળસ, અભિમાન અને વિલાસતાથી મુક્ત બની, સત્ય જીવનના અધિકારી બની શકશું. તેથી દરેકભાઇ બ્હેનોએ, શારીરિકહિતની દૃષ્ટિએ, આહાર વિહારમાં સંયમ તથા રોજબરોજનાં કામોમાં સ્વાવલંબનશીલ થવાનું અત્યંત આવશ્યક છે.



## નવમો નિયમ

શરીર શ્રમી મન સંયમી હૃદય અનુરાગી બુધ્ધિ વિવેકવાળી તથા અહં અને અભિમાન રહિત કરી પોતાને સુંદર બનાવવા.

પોતે સુંદર બનવાને માટે, ઉપરના નિયમનું અક્ષરશઃ પાલન કરવું અનિવાર્ય છે. શરીર શ્રમી એટલે આળસ અને કર્મશૂન્યતાનો નાશ કરીને વર્તમાન કર્તવ્ય કર્મ. અધિકાર લાલસા વિના, લક્ષ્ય ચૂકયા શિવાય પૂરાં કરવાં એ પ્રત્યેક ભાઈ બ્હેનને માટે ઘણું આવશ્યક છે. વર્તમાન કાર્યને ન કરવાથી, ભૂતકાળની ભૂલોનાં ચિંતનનો નાશ થતો નથી અને ભવિષ્ય ઉજ્જવલ બનતું નથી. એ કારણે વર્તમાન કર્તવ્ય કર્મ ઘણાં મહત્ત્વની બાબત છે. આવશ્યક અને યોગ્ય શ્રમ કર્યા વિના, સાચા વિશ્રામનાં સામ્રાજ્યમાં પ્રવેશજ થતો નથી. આળસ અને વિશ્રામમાં મોટું અંતર એ છે કે, બિચારો આળસુ વ્યર્થ ચિંતન અને મિથ્યાચારમાં ફસેલો રહે છે. ઉપરથી અકર્મણ્ય રહેતો હોવા છતાં વ્યર્થ ચિંતન દ્વારા માનસિક શક્તિનો ક્ષય કરતો રહે છે. એ અનર્થનું મૂળ છે. એ દષ્ટિએ માનવ જીવનમાં આળસ અને કર્મ શૂન્ય રહેવા માટે કોઇ અવકાશ નથી. એટલુંજ નહિ પણ નિત્ય નવા ઉત્સાહ પૂર્વક વર્તમાન કર્તવ્ય કર્મ કરવું એ અનિવાર્ય છે. એ વિકાસનું મૂળ છે. વિશેષમાં કર્તવ્ય નિષ્ટ થયા શિવાય, સમયનો આદર થઇ શકતો નથી. સમયનો અનાદર, જીવનનો ઘોર અનાદર છે. સમયનો ઉપયોગ કરીને વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. પણ કોઇ વસ્તુને બદલે વીતેલો સમય પાછો આવતો નથી. એ દષ્ટિએ, સમય બહુ મૂલ્યવાન છે. તેથીજ સમયનો આદર કરીને, શ્રમી થવાનું અનિવાર્ય છે. શ્રમનો સાચો અર્થ એ નથી કે શકિત બહારનું કાર્ય કરવાનો પ્રયત્ન કરો પણ શ્રમથી પ્રાપ્ત સામર્થ્યનો સદ્વ્યય થાય છે અને જે કાર્ય બની શકે છે તે પૂરૂં થઈ જાય છે. જે કરી શકાતું નથી એની ઉત્પત્તિજ નથી હોતી. (એ પ્રાપ્ત કર્તવ્ય ગણાય નહિ) એટલે તે કર્મ ન કરવાથી



મનનો સંયમ આપ મેળેજ થઈ શકે છે. એ સર્વને જાણીતી વાત છે કે આવશ્યક કાર્ય પૂરૂં કરવાનું અને અનાવશ્યક કાર્યમાંથી નિવૃત્તિ સેવવી, એ શિવાય માનસિક શાંતિ સુરક્ષિત ન રહે એ શકિતના. પ્રગતિના ક્ષયનુ મૂળ છે. આવશ્યક અને અશુદ્ધ સંકલ્પોનો ત્યાગ અર્થાત્ વિવેક શુદ્ધ અને શકિત બ્હારના સંકલ્પોનો નાશ કરવાનું અનિવાર્ય છે. એ નાશ થયેથી આવશ્યક અને શુદ્ધ સંકલ્પ સ્વતઃ પૂરા થવા લાગે છે. એ પ્રાકૃતિક નિયમ છે. પરંતુ સંકલ્પ પૂર્તિનો ઉપયોગ કરવાથી સંયમ સિદ્ધ થતો નથી કારણ કે સંકલ્પપૂર્તિથી થતાં સુખમાં રાચવું એ નવીન સંકલ્પોની ઉત્પત્તિનું કારણ બને છે.

એ સર્વ ભાઈ બ્હેનોનો અનુભવ હોય છે કે કોઇના પણ સર્વ સંકલ્પો પૂરા થતા નથી અને સર્વના કેટલાક સંકલ્પો પૂરા થાય છે. સંકલ્પ પૂર્તિના સુખનો સ્વાદ (ભોગ) નવીન સંકલ્પને જન્મ આપે છે. તેથી અશુદ્ધ સંકલ્પોની પૂર્તિનું તો માનવ જીવનમાં કોઇ સ્થાન જ નથી. પરંતુ આવશ્યક અને શુદ્ધ સંકલ્પોની પૂર્તિનાં સુખનો ભોગ પણ ન કરવો જોઈએ અર્થાત્ સંકલ્પ પૂર્તિ જીવનનું લક્ષ્ય છે એમ માનવાની ભૂલનો નાશ કરવાનું અનિવાર્ય છે. ત્યારે જ આપોઆપ સંકલ્પપૂર્તિને અંતે સંકલ્પોની નિવૃત્તિ થઈ જાય છે. અને એમ થવાથી સાધક શાંતિના સામ્રાજ્યમાં પ્રવેશ મેળવે છે. જો કે સંકલ્પ નિવૃત્તિની શાંતિ, સંકલ્પ પૂર્તિના સુખના ઉપભોગ કરતાં ઘણું મહત્ત્વ ધરાવે છે, તો પણ સંકલ્પ નિવૃત્તિની શાંતિનું સુખ માણીએ તોય સંયમ સિદ્ધ નથી થતો. તેથી સંકલ્પ અપૂર્તિનું દુઃખ થવાથી ભયભીત બનવું નહિ અને સંકલ્પ પૂર્તિનાં સુખના ભોગમાં અને સંકલ્પ નિવૃત્તિની શાંતિમાં પણ રાચવાનું નથી. સંયમની પૂર્ણતાતો સુખદુઃખ અને શાંતિની આસકિતના ત્યાગમાં છે.

શારિરીક શ્રમ દ્વારા આવશ્યક કાર્યની પૂર્તિ અને આવશ્યક કાર્યની નિવૃત્તિ થયા પછી મનનો સંયમ શરૂ થાય છે. સ્વાભાવિક નિયમ પ્રમાણે એક સાધનની પૂર્ણતામાં બીજા સાધનનો આરંભ રહેલો છે.

તેથી શરીરશ્રમી બનવા પછી મનનો સંયમ થવાનો આરંભ થાય છે અને તેમ થવાથી મન નિર્વિકલ્પ થઈ જાય છે. મન નિર્વિકલ્પ થતાં જ બુદ્ધિ સમતાયુક્ત થાય છે. કારણ કે સંકલ્પની ઉત્પત્તિ થાય તો બુદ્ધિ સાચું ખોટું શું તેની વિવેચના કરવા લાગે છે. મનની નિર્વિકલ્પતાથી બુદ્ધિમાં સમતા રહે છે. એજ ખરો યોગ છે યોગ કલ્પવૃક્ષ જેવો છે. એથી જિજ્ઞાસુઓને વિચાર. પ્રેમીઓને પ્રેમ અને ભૌતિકવાદિઓને આવશ્યક સામર્થ્ય પેદા થાય છે. મન સંયમી થાય ત્યારે બુદ્ધિ આપોઆપ વિવેક યુકત બની જાય છે. તેમ થતાં દેહને દેહી જુદાં છે એ જ્ઞાન થાય છે. તેથી વાસના રહિત પણું આવે છે અને તેમ થતાં નિર્વૈરતા, નિર્ભયતા સમતા. મુદિતા આદિ દિવ્ય ગુણો પ્રકાશે છે; એટલું જ નહિ પણ બુદ્ધિ વિવેક શીલ થતાં જ, દરેક માનવને પોતાના કર્તવ્ય અને બીજાના અધિકારનો સ્પષ્ટ બોધ થાય છે એ વિકાસનું મૂળ છે.

વાસનાઓના નાશમાં જ નિર્મોહિતા રહેલી છે અને દેહને દેહી વચ્ચેના તફાવતનું જ્ઞાન થતાં જ, પરાધીનતા તથા જડતા દૂર થઇ જાય છે, અર્થાત્ સ્વાધીનતા અને ચિન્મય જીવન સાથે અભેદ સધાય છે. તે કારણે વિવેક બુદ્ધિથી જ સ્વાધીનતા પ્રાપ્ત થાય છે. પરંતુ સ્વાધીનતામાં પણ રાચીએ નહિ તો હૃદયમાં અનુરાગ (પ્રેમ) પ્રકાશે છે, પ્રેમી હૃદયમાં જ સેવાભાવ સજીવ થાય છે, દુખીઓને દેખી, કરૂણિત અને સુખીઓને દેખીને પ્રસન્ન થવું એ અનુરાગી હૃદયનો સ્વભાવ જ છે, એટલું જ નહિ અનુરાગ શિવાય ભક્તિરસ પ્રકટ થવાનો કોઈ રીતે સભવ નથી. એ સર્વ સંમત વાત છે કે, નિષ્કામતા વિના, પરમ શાંતિ વિવેકપૂર્વક અસંગતા વિના સ્વાધીનતા તથા ચિન્મય જીવનનો યોગ અને અનુરાગ શિવાય, નિતનવરસ કે અગાધ પ્રેમની જાગૃતિનો સંભવ નથી. તે શિવાય વાસ્તવિક જીવન ગણાય નહિ. વર્તમાન કર્તવ્ય કર્મ સંપાદન કરવામાંજ સુંદર સમાજનાં નિર્માણ તથા સંયમનો આરંભ



થાય છે. સંયમની પૂર્ણતામાં આવશ્યક સામર્થ્યની ઉત્પત્તિ તથા આત્મ-વિવેકની આવકારદાયકતા રહેલાં છે. વિવેકયુકત થવાથી સમતાના સામ્રાજ્યમાં પ્રવેશ થાય છે. તેમ થવાથી સાધક ઘણી જ સુગમતાપુર્વક જડતા રહિત થઈ જાય છે. જડતાનો નાશ એજ ચિન્મયં જીવનનો યોગ છે. એ દષ્ટિએ સમતા ઘણી મહત્વની વસ્તુ છે. પરંતુ સમતાથી જન્મેલ સ્વાધીનતાથીજ સંતુષ્ટ થવાનું નથી. તેના સંતોષમાં નરાચવાથી અહમરૂપી અણુનો નાશ થાય છે. તેમ થતાં જ નિરભિમાનતા તથા ભેદભાવ રહિત પણું ઉદય પામે છે. એ વિકાસની પરાકાષ્ટા છે.

કર્તવ્ય પરાયણતાથી ચાલુ આસકિતનો નાશ થાય છે અને સંયમથી નવી આસકિત ઉત્પન્ન થવા પામતી નથી. વિવેકયુકત થવાથી રાગરહિત બન્યાનું અભિમાન રહેતું નથી. અર્થાત્ દોષોની ઉત્પત્તિ થતી નથી અને ગુણોમાં રાચવાનું થતું નથી. રાગ રહિત ભૂમિમાં જ યોગરૂપી વૃક્ષ ઉગે છે અને તે વૃક્ષ ઉપર, તત્ત્વજ્ઞાન રૂપી ફળ બેસે છે. એ ફળ પ્રેમરસથી પરિપૂર્ણ હોય છે. બસ એજ માનવ જીવનની પૂર્ણતા છે. એ કારણે આળસનો નાશ કરવા શ્રમી, અસંયમનો નાશ કરવા સંયમી, અવિવેકનો અંત લાવવા માટે વિવેકયુકત, રાગ દ્વેષ રહિત થવા માટે અનુરાગી અને ભેદભાવ રહિત થઇને હરેક ભાઇ બ્હેન અભિ-માન રહિત બની જાય એ જરૂરનું છે. શરીર મન બુદ્ધિ અને અહં માનવ માત્રમાં રહેલાં છે. તેથી જે, પ્રાપ્ત છે, તેને સર્વાંગ સુંદર બનાવવાની જવાબદારી સર્વ માનવ ઉપર રહેલી છે. એ કારણે ઉપરોકત નિયમનું પાલન કરીને, પોતે સુંદર બનવું અનિવાર્ય છે.



## દશમો નિયમ

સિક્કા કરતાં વસ્તુ, વસ્તુ કરતાં વ્યકિત વ્યકિત કરતાં વિવેક અને વિવેક કરતાં સત્યને અધિક મહત્ત્વ આપવું.

ગંભીરતા પૂર્વક યથાર્થ વિચાર કરવાથી, પ્રત્યેક ભાઇબ્હેનને વિદિત થશે કે વસ્તુઓના આદાન પ્રદાનનાં માધ્યમ તરીકે જ, સિક્કાઓનો પ્રચાર શરૂ થયો છે. જીવનમાં સિક્કાની કોઈ આવશ્યકતા નથી. હા એ ખરૂં છે કે જે ધાતુઓના સિક્કા બનાવાય છે, તે ધાતુ ભલે ઉપયોગી હોય પણ સિક્કા તો કેવળ રાષ્ટ્રનું પ્રતીકાત્મક ચિહ્ન માત્ર છે. તેના દ્વારા વ્યવહારમાં સગવડ થાય છે. પરંતુ સિક્કાનો સંગ્રહ તો ઘણો દુઃખદ સિદ્ધ થયો છે. આળસ, કર્મ રહિતપણું તથા અભિમાનનાં પોષણમાં સિક્કાનો બહુ મોટો ભાગ છે. જો કે સર્વ દોષોની ઉત્પત્તિ, અવિવેક સિદ્ધ છે, પણ તેનું પોષણ કરવામાં સિક્કાનું મુખ્ય સ્થાન છે. આજ સિક્કાના બળ ઉપર અસાધારણ વ્યક્તિ, મોટા મોટા વિજ્ઞાનવેત્તાઓ તથા કલાકારોને ખરીદી લે છે. તથા બૌદ્ધિક ધંધો, સિક્કાને આધીન થઇ ગયો છે. એ સર્વ વિચારશીલોને જાણીતી વાત છે.

જીવનમાં આવશ્યકતા વસ્તુઓની છે. તેની ઉત્પત્તિ માત્ર પ્રાકૃતિક પદાર્થ અને બૌદ્ધિક અને શારીરિક શ્રમથી થાય છે. જેટલે દરજ્જે સિક્કાનો સંગ્રહ શક્ય છે, તેટલી હદે ઉત્પન્ન થયેલ વસ્તુઓનો સંગ્રહ સરલતા પૂર્વક શક્ય નથી સંગ્રહની ભૂખ આળસને જન્મ દે છે. આળસની વૃદ્ધિ થવાથી, આવશ્યક વસ્તુઓના ઉત્પાદનમાં વિઘ્ન થાય છે. સિક્કાનો સંગ્રહ, આળસુ વ્યકિતઓની દૈનિક આવશ્યક્તાઓ સંતુષ્ટ કરવામાં પૂરેપૂરો સાથ આપે છે. તેથી તે બિચારા ઉત્તરોત્તર નિરૂદ્યમી થવા તરફ ધકેલાય છે. એ વિનાશનું મૂળ છે. એટલુંજ નહિ પણ સિક્કા તે બેચારાઓને અભિમાની બનાવી દે છે. તેથી તેઓ પોતાના જ દ્વારા, પોતાનો નાશ કરી બેસે છે.



માનવ સેવા સંઘની નીતિ પ્રમાણે વસ્તુઓનું ઉત્પાદન સિક્કાનો સંગ્રહ કરવા માટે કરવો એ ભૂલ છે. એ ભૂલનો અંત લાવવો અનિવાર્ય છે, તે ત્યારેજ બને કે જયારે સિક્કા કરતાં વસ્તુઓની વિશેષ મહત્તા છે એ સમજાય. વસ્તુઓ પ્રાણીમાત્ર માટે ઉપયોગી છે. તેનું ઉત્પાદન અને સંગ્રહ પ્રાણીઓની સેવામાટે ઘણાં આવશ્યક છે. તે કારણે વસ્તુઓ કરતાં, વ્યકિતઓને વિશેષ મહત્ત્વ આપવું એ ચોક્કસ આવશ્યક છે. પ્રત્યેક વ્યકિત, સમાજનું જુદું ન પાડી શકાય તેવું અંગ છે. તેથી વ્યકિતઓ પૈકી એવી વ્યક્તિઓનું અધિક મહત્ત્વ છે, કે જેઓએ પ્રાપ્ત વિવેક અપનાવી, અવિવકનો અંત કર્યો છે. અર્થાત્ વિવેક યુકત છે. વિવેકયુકત થવાથીજ, પોતાનાં કર્તવ્ય અને બીજાના અધિકારનો બોધ થાય છે. એ હકીકત સર્વ માન્ય હોય જ કે જેમણે, પોતાના અધિકારનો ત્યાગ કરીને, બીજાના અધિકારની રક્ષા કરી હોય, એજ વિવેકી પુરુષો. પરસ્પર એકતા સુરક્ષિત રાખવામાં શકિતવાન બન્યા છે, અને તેમનાથીજ શાંતિની સ્થાપના તથા સંઘર્ષનો નાશ થયો છે. તેથી જ વ્યકિત કરતાં વિવેકને વિશેષ મહત્ત્વ આપવું એ જરૂરી છે. વિવેકયુકત હોવાથી વ્યકિત લોકમાન્ય બને છે. એટલું જ નહિ પણ વિવેક અપનાવવાથી, નિષ્કામતા, નિર્મોહિતા વગેરે દિવ્ય ગુણોનો વિકાસ થાય છે. એટલે કે જાણેલાં અસત્‌ના ત્યાગમાં વિવેક હેતુ ભૂત થાય છે. એ દૃષ્ટિએ વિવેક સાધન અને સત્ય સાધ્ય છે. તેથી વિવેકથી સત્યને વિશેષ મહત્ત્વ દેવું જોઇએ.

ઉપરોક્ત નિયમોનું પાલન કરવાથી, આપણું કલ્યાણ અને સુંદર સમાજનું નિર્માણ ઘણી સુગમતાપૂર્વક થઈ શકે છે. એ હકીકત નિર્વિવાદ સિદ્ધ છે કે સુંદર સમાજનાં નિર્માણમાં પરસ્પર એકતા સુરક્ષિત રહે એ સ્થિતિ અનિવાર્ય છે. એવું ત્યારે જ સંભવે કે જયારે સિક્કાથી વસ્તુનું મહત્ત્વ વધારે ગણાય. વસ્તુઓનાં ઉત્પાદનમાં શારીરિક અને બૌદ્ધિક શ્રમનું મુખ્ય સ્થાન છે. તેથી શ્રમી થવાને માટે

સિક્કાનું મહત્ત્વ ઓછું માનવું અને વસ્તુનું મહત્ત્વ વધારે માનવું એ આવશ્યક છે. પરંતુ ઉત્પાદિત વસ્તુઓનો સદ્‌વ્યય કર્યા વિના, પ્રાણીઓની ઉચિત સેવા કરી શકાય નહિ તેથી વસ્તુઓથી વ્યકિતઓનું અધિક મહત્ત્વ સમજવું એ ઘણુ આવશ્યક છે.

જો વ્યકિતથી વિવેકને અધિક મહત્ત્વ ન આપીએ તો કર્તવ્યપરાયણતા અને દૂરદેશીપણું ન રહે. એ સ્થિતિ વિનાશનું મૂળ છે. તેથી એ હકીકત અનિવાર્ય છે કે એક વિવેકયુકત પુરૂષનું મૂલ્ય, અનેક વ્યકિતઓ કરતાં ઘણું વધારે છે. બહુ સંખ્યા માત્રને મહત્ત્વની ગણવી અને વિવેકી માણસોનો અનાદર કરવો એ અનર્થનો હેતુ છે. તેથી જ વ્યકિતઓ કરતાં વિવેકને વિશેષ મહત્ત્વનો ગણવાનું જરૂરનું છે. જો કે પ્રાકૃતિક નિયમ પ્રમાણે, સર્વભાઈ બ્હેનોને વિવેકરૂપી પ્રકાશ પ્રાપ્ત છે. છતાં મોહવશ થઈને પ્રાણી વિવેકનો અનાદર કરે છે. ત્યારે તે પોતાનાં કર્તવ્ય અને લક્ષ્યની વિમુખ બની જાય છે. તેનું પરિણામ એ થાય છે કે ન તો વ્યકિતનું કલ્યાણ થાય કે ન સુંદર સમાજનું નિર્માણ બને. એ કારણે વિવેકનો ઉપયોગ માત્ર સત્યની શોધ કરવામાં છે, તેથી વિવેક કરતાં સત્યને વધારે મહત્તા આપવી જોઈએ; અર્થાત્ સત્ય પ્રાપ્ત કરવામાં જ, વિવેકનો ઉપયોગ છે.

માત્ર દાર્શનિક દૃષ્ટિબિંદુનો વિકાસ કરવાને માટે વિવેક નથી મળ્યો પ્રાકૃતિક નિયમ પ્રમાણે દર્શન અનેક હોવા છતાં, જીવન તો એક જ છે. દાર્શનિક ભેદ હોવાને કારણે પરસ્પર વિવાદથી બચવા માટે, વિવેક કરતાં સત્યને અધિક મહત્ત્વનું સમજવું એ જરૂરનું છે. ઉપરોકત નિયમનું અનુસરણ કરવાથી ઘણી જ સુગમતા પૂર્વક, વ્યકિતનું કલ્યાણ અને સુંદર સમાજનું નિર્માણ થઇ શકે એ નિર્વિવાદ સિદ્ધ છે.





## અગીયારમો નિયમ

વ્યર્થ ચિંતનના ત્યાગ અને વર્તમાનના સદુપયોગ દ્વારા, ભવિષ્યને ઉજ્જવળ બનાવવું.

સર્વ જાણે છે કે વ્યર્થ ચિંતનથી (નકામી ચિંતા કે નકામા વિચારોથી) કોઇ પ્રકારનું હિત સધાતું નથી; બલ્કે પ્રાપ્ત સામર્થ્યનો ક્ષયજ થાય છે. એટલા માટે તેનો ત્યાગ કરવાનું જરૂરી છે. નકામી ચિંતા કે નકામા વિચારો, ભોગવેલ અને વગર ભોગવેલ ઇચ્છાઓનું પરિણામ છે. બીજુ કશું નથી. માનવ જે કરી ચૂકયો છે, અથવા જે કરવાની ઇચ્છા કરે છે અથવા સાંભળેલાં, દેખેલાં કે કરેલાં કર્મોના જે સંસ્કાર તેના મનમાં કોતરાયા છે, તે વ્યર્થ ચિંતનના રૂપે, પ્રકટ થાય છે. પરંતુ સાધક, સાવધાન રહે નહિ તેથી તેવાં ચિંતન કર્યા કરે છે અને તેનું સમર્થન અથવા વિરોધ કરવા માંડે છે. તેનું ફળ એ થાય છે કે બિચારો વ્યર્થ ચિંતનમાં ફસાય છે અને અવશ્ય કરવા લાયક ચિન્તન કે ચિન્તન રહિતતાથી નિર્વિકલ્પતાથી વિમુખ થઇ જાય છે.

એ પ્રાકૃતિક નિયમ છે કે જે વસ્તુની પ્રાપ્તિ, કર્મ કરવા પર આધારિત છે, અથવા જે પર પ્રકાશ્ય છે, અથવા જેમાં કાયમ ફેરફાર થયાજ કરે છે તથા જે ઉત્પત્તિ અને વિનાશ ધર્મવાળું છે, જેનાથી દેશ કાળનો ભેદ છે, તેવા વિષયનું ચિંતન વ્યર્થ ચિંતન કહેવાય છે. કારણ એવાં ચિંતન માત્રથી તે વિષયની પ્રાપ્તિ થઇ જતી નથી. પ્રાપ્ત વસ્તુ સામર્થ્ય, લાયકાતનો વિવેકપૂર્વક સદુપયોગ કરવાથી, આવશ્યક વસ્તુ શકિત કે લાયકાતની પ્રાપ્તિ મંગળમય વિધાન પ્રમાણે સ્વતઃ થાય છે. તેથી વસ્તુ, અવસ્થા પરિસ્થિતિ વગેરે મેળવવામાં, નકામા વિચારને કોઇ અવકાશ નથી. એટલુંજ નહિ નકામો વિચાર પ્રાપ્ત પરિસ્થિતિના સદુપયોગમાં બાધકનીવડે છે.

એ દૃષ્ટિબિંદુથી જોતાં, વ્યર્થચિંતન સર્વને માટે અહિત કરનારૂંજ છે. હવે જો કોઇ એમ કહે કે આગળ પાછળનો વિચાર કર્યા શિવાય,

વર્તમાન કર્તવ્યની સિદ્ધિ સફળ ન થાય, તો એવું માનવામાં અસાવધપણાં શિવાય બીજું કાંઈ નથી. કર્તવ્ય નિષ્ઠ મનુષ્ય ભૂતકાળના બનાવોના અનુભવોને આત્મસાત કરીને, વર્તમાન કાર્ય સુંદરતા પૂર્વક અને સાંગોપાંગ, પૂર્ણ કરે છે. ઘટનાઓ પથ પ્રદર્શન કરે છે અને તેનું ચિંતનતો રાગદ્વેષની આસક્તિમાં ફસાવે છે. એ આસક્તિ નુકસાનનું મૂળ છે. ભવિષ્યની આશાઓમાં ફસાઇ રહેવું અને લક્ષ્યપૂર્તિને માટે વર્તમાન કાર્યને પૂરાંન કરવાં એ ભારી ભૂલ છે. એભૂલનો અંત કર્યા શિવાય કદી ભવિષ્ય ઉજ્જવળ નથી થઇ શકતું; કારણકે એકમાત્ર વર્તમાનના સદુપયોગથી જ ભવિષ્યની ઉજ્જવળતા સિધ્ધ થાય છે. વર્તમાનની સરસતા ભવિષ્યને સુંદર બનાવે છે. એ પુરૂષોનુંજ વર્તમાન સરસ રહે છે કે જેઓ પ્રાપ્ત પરિસ્થિતિનો, આદરપૂર્વક આવકાર કરીને, સદુપયોગ કરે છે. અને પોતાની અનુકૂળ પરિસ્થિતિની ગુલામીમાં અને પ્રતિકૂળ પરિસ્થિતિના ભયમાં ફસાઇ રહેતા નથી. એટલુંજ નહિ પણ જેઓ ઉદારતા અને ત્યાગપૂર્વક અનુકૂળતામાં ઉદારતા અને પ્રતિકૂળ સ્થિતિ (માંત્યાગ)નો સદુપયોગ કરે છે. પ્રત્યેક પરિસ્થિતિ, મંગળમય રચનાથી આવે છે. તેના સદુપયોગમાંજ, સાધકનો વિકાસ રહેલો છે, પરિસ્થિતિમાં જીવન બુધ્ધિ રાખવી એ ભૂલ છે. એટલુંજ નહિ પણ પ્રત્યેક ભાઈબ્હેને, સર્વ પરિસ્થિતિ ઓથી પર દિવ્ય ચિન્મય જીવનનો યોગ રાખવો એ આવશ્યક છે. કારણ કે તે વાસ્તવિક જીવન છે. પણ એ ત્યારેજ હાંસલ થાય કે જ્યારે માનવ સચેત રહીને, વ્યર્થ ચિંતન છોડવાને માટે થાકયા વગર પ્રયત્નશીલ રહે એમ કરવું એજ આત્મવિકાસની જડ છે.

વ્યર્થ ચિંતનની વિશેષ જાણ ત્યારેજ થાય છે કે જ્યારે સાધક, શાંતિ સંપાદન કરવાનો પ્રયાસ કરે છે. કોઈપણ પ્રવૃત્તિમાં લાગ્યા રહેતા હોઈએ ત્યાં સુધી વ્યર્થ ચિંતન ભાસતું નથી. વિશ્રાંતિને વખતેજ વ્યર્થ ચિંતનનો પ્રવાહ પ્રકટ થાય છે. તેમ થવાથી શાંતિનો ભંગ થાય છે અને સાધક તેમ થતું અટકાવવાનો બળપૂર્વક પ્રયત્ન કરે છે, અને છતાંય સફળ



થતો નથી. વગર ઇચ્છાએ પણ જે ચિંતન ઉત્પન્ન થાય છે તેનો નાશ ત્યારેજ થાય કે જ્યારે તેની સાથે અસહયોગ કરવામાં આવે અને તેમાંથી ચિત્તને ખસેડી લેવાય. અનાદર કરાતાંજ, ઉત્પન્ન થયેલ વ્યર્થ ચિંતન, નિર્જીવ થઇ જાય છે. અને તેમાંથી ચિત્તને ખેસવી લેવાથી, તેનો સમૂળો નાશ થઈ જાય છે. પણ એ રહસ્ય એ સાધકોજ જાણવા પામે છે કે જેઓએ વિશ્રામ યા પરમશાંતિનું મહત્ત્વ અપનાવ્યું હોય છે. પરમ શાંતિ, સર્વતોમુખી વિકાસની ભૂમિકા છે. તે કારણે તેને સુરક્ષિત રાખવાનું પરમ આવશ્યક છે. પણ તે ત્યારેજ બને કે જ્યારે વ્યર્થ ચિંતનનોનાશ થઇ જાય. વિશ્રામની ભૂમિકામાંજ આવશ્યક સામર્થ્ય પેદા થાય છે. અને વિશ્રામની સ્થિતિમાંજ, વિચાર (વિશે)નો ઉદય તથા (ભકિતપાત્રના) વિરહની જાગૃતિ થાય છે. એ દષ્ટિએ વિશ્રામનું સંપાદન કરવાનું માનવમાત્રને માટે અત્યંત આવશ્યક છે. એ સર્વની જાણની વાત છે કે પ્રત્યેક પ્રવૃત્તિના આદિ અને અંતમાં વિશ્રામ આપોઆપ સિધ્ધ થાય છે. પણ ત્યારે આસ્થા, શ્રધ્ધા તથા વિશ્વાસ ન હોવાને કારણે વિશ્રામમાં આનંદનો ઉદય થતો નથી. તેનું પરિણામ એ થાય છે કે વિશ્રામકાળમાં આગળપાછળનું વ્યર્થ ચિંતન થવા લાગે છે. વિશ્રામનો આનંદ સદૈવ શાંતિનો યોગ સિધ્ધ કરી આપવા સમર્થ છે. એવો નિયમ છે કે જેને જેમાં પ્રિયતા ઉત્પન્ન થાય છે, તેને તેનાથી એકતા થઈ જાય છે. એ દષ્ટિએ વિશ્રામ (શાંતિ)નાં વાસ્તવિક મહત્ત્વનો સ્વીકાર કરવો એ માનવ માત્રને માટે પરમ આવશ્યક છે, બળપૂર્વક કરેલાં સાર્થક ચિંતનથી વ્યર્થ ચિંતન નષ્ટ નથી થતું પણ વ્યર્થ ચિંતનના ત્યાગમાં જ પુરૂષાર્થની પરાવધિ છે. વ્યર્થ ચિંતન થતું રહે એ સ્થિતિમાં બળપૂર્વક કરેલું સાર્થક ચિંતન. સાધકને મિથ્યાભિમાની બનાવે છે. તે નાશનું મૂળ છે. તેથી પ્રત્યેક ભાઈબ્હેનને માટે, વ્યર્થ ચિંતનનો જલદીમાં જલદીથી અંત લાવવો એ આવશ્યક છે.

નીરસતાની ભૂમિકામાં, વ્યર્થચિંતનની ઉત્પત્તિ થાય છે નીરસતાનો

નાશ કરવા માટે વર્તમાન જીવન સરસ બન્યું રહે એ અતિ આવશ્યક છે. એવું ત્યારે જ સંભવે છે કે જ્યારે આવેલાં સુખદુખનો સદુપયોગ કરાય. સુખનો સદુપયોગ સેવા છે અને દુખનો સદુપયોગ ત્યાગમાં છે. દુખીઓને દેખીને કરૂણિત થવું અને સુખીઓને દેખી હર્ષિત થવું એજ સર્વોત્કૃષ્ટ સેવા છે. શરીર આદિ પ્રાપ્ત વસ્તુઓની મમતા અને અપ્રાપ્ત વસ્તુઓની કામનાનો નાશ કરીને અહં અને મમ, હું અને મારૂં એ વૃત્તિથી સર્વાંશે મુક્ત રહેવું એજ ખરા સ્વરૂપે ત્યાગ છે, સેવા અને ત્યાગમાં જ, સર્વ પરિસ્થિતિઓનો સદુપયોગ સમાયેલો છે. પરિસ્થિતિઓના સદુપયોગથી જ સર્વ પરિસ્થિતિઓથી પર, દિવ્ય ચિન્મય નિત્ય જીવનનો યોગ થાય છે અને ઉત્કૃષ્ટ પરિસ્થિતિની પ્રાપ્તિ થાય છે. પરંતુ પરિસ્થિતિમાં જીવન બુદ્ધિનો સ્વીકાર કરવો એ તો પરિસ્થિતિઓની ગુલામીમાં ફસાવા જેવું છે. તેમ થાય તો વર્તમાન વ્યવહાર નીરસ થઇ જાય અને વ્યર્થ ચિંતન ઉત્પન્ન થાય, તે કારણે પ્રત્યેક પરિસ્થિતિ સાધનાની સામગ્રી છે, જીવન નથી. સાધન દૃષ્ટિએ સર્વ પરિસ્થિતિઓ સમાન અર્થ સારે છે. તેથી જે સ્થિતિ પ્રાપ્ત હોય તેનો સદુપયોગ કરવો એમાં જ ભવિષ્યની ઉજ્જ્વળતા રહેલી છે, પવિત્ર ભાવથી લક્ષ્ય ઉપર દૃષ્ટિ રાખીને વર્તમાન કર્તવ્ય કર્મ કરવાં એ જરૂરનું છે. ભૌતિકવાદી, વિશ્વને સંબંધે અધ્યાત્મવાદી આત્મ લાભ માટે, આસ્તિકવાદી પ્રભુનાં કાર્યને સંબંધે પરિસ્થિતિનો સદુપયોગ કરી શકે. એ નિયમ છે કે જેને કાજે કાર્ય કરવામાં આવે તેની પ્રીતિથી કર્તા સંપન્ન થાય છે. પ્રીતિની જાગૃતિમાં જ જીવનની પૂર્ણતા છે, પણ એ રહસ્ય તે સાધકો જ સમજી શકે છે કે જેઓએ વ્યર્થ ચિંતનનો ત્યાગ કરીને વર્તમાનને સદુપયોગ દ્વારા ઉજ્જ્વળ બનાવ્યું છે.





## બીજી પ્રાર્થના

મેરે નાથ!
આપ અપની
સુધામયી
સર્વ સમર્થ
પતિત પાવની
અહૈતુકી કૃપાસે
માનવમાત્રકો
વિવેક કા આદર
તથા
બલકા સદુપયોગ
કરનેકી સામર્થ્ય
પ્રદાન કરેં
એવમ્
હે કરુણાસાગર
અપની અપાર કરૂણાસે
શીઘ્રહી
રાગ દ્વેષકા નાશ કરેં,
સભી કા જીવન
સેવા, ત્યાગ, પ્રેમસે
પરિપૂર્ણ હો જાય.

ૐ આનંદ! ૐ આનંદ! ૐ આનંદ!!!

卐

## પ્રાર્થનાની વ્યાખ્યા.

પ્રત્યેક વ્યક્તિ, વિશ્વ શાંતિના યજ્ઞમાં પૂરેપૂરો ભાગ લઈ શકે, એ ઉદ્દેશ્ય પૂર્ણ કરવા માટે, આ પ્રાર્થના રચવામાં આવી છે. એ સર્વ માન્ય હકીકત છે કે માનવનો વિશ્વ અને વિશ્વનાથ સાથે અવિભાજ્ય સંબંધ છે. શરીર અને વિશ્વ વચ્ચે ભેદ પાડી શકાય નહિ અને અનંતથી તો આપણો ભેદ છે જ નહિ,

બાકી રહી વિશ્વ સેવાની વાત. બળના સદુપયોગથી ક્રિયાત્મક સેવા થાય છે અને વિવેકના આદરથી (વિવેક વિકસાવવાથી) બળના સદુપયોગનું સામર્થ્ય આવે છે, એ વાસ્તવિક્તા સ્વીકારવાથી એટલું નક્કી થાય છે કે પ્રત્યેક માનવે વિશ્વશાંતિ માટે, સદભાવ પૂર્વક પ્રાર્થના કરવી જોઈએ માનવ પ્રાર્થના કરે છે એ અનુભવ સિદ્ધ સત્ય છે, જો કે જેની પ્રાર્થના થાય છે તે પ્રાર્થના કરનારમાં જ રહેલ છે અને પ્રાર્થનાની પરંપરા જ —પ્રાર્થનામયજ માનવનુ અસ્તિત્વ છે. જો પ્રાર્થના વૈજ્ઞાનિક રીતે કરે તો માનવ રાગરહિત થઇ જાય, અને પ્રાર્થના અને જીવનમાં એક્તા થઇ જાય. પણ એ રહસ્ય કોઈ વિરલા પુરૂષો જ જાણે છે. બળનો દુરૂપયોગ, ખટરાગનું મૂળ છે અને એ ખટરાગથી વિશ્વમાં અશાંતિ પેદા થાય છે. તેથી જો પરસ્પરના ખટરાગનો નાશ થઈ જાય અને માનવ સમાજ સહજભાવે જ, બળનો સદુપયોગ કરવા લાગી જાય, તો સુંદર સમાજનું નિર્માણ થઈ શકે. જો કે સામ્યવસ્થા અને ધર્મ બંનેનું લક્ષ્ય, ખટરાગ બંધ થાય તેવા ઉદ્દેશ્યવાળું છે, પરંતુ. યોગ્ય માંગ અર્થાત્ પ્રાર્થના ન કરવાથી એ બંનેનાં લક્ષ્ય સધાતાં નથી એમ જણાય છે બે વ્યક્તિઓ, વર્ગો, દેશો વિગેરેની વચમાં ખટરાગ જ ખટરાગ જોવામાં આવે છે ખટરાગથી ખટરાગનો નાશ થઇ શકતો નથી. ઉલટું પરાજિત અને વિજયી બંને પક્ષો અશકત થઇ જાય છે, કેમ કે સંઘર્ષ (ખટરાગ)માં બળનો દુરૂપયોગ અવશ્ય થાય છે અને તે અશક્તિ લાવવાનું મૂળ છે. બળના સદુપયોગથી જ, આવશ્યક સામર્થ્ય પ્રાપ્ત થાય છે. એ અનંતની એ મંગળમય રચના છે.



સ્વયં પ્રાપ્ત બળનો સદુપયોગ કરતાં જો માનવ માત્રને માટે બળનો સદુપયોગ અને વિવેકના આદરનાં સામર્થ્યની પ્રાર્થના કરવામાં આવે તો, સંઘર્ષ (કલહ, ખટરાગ, લડાઇ) નો અંત લાવી શકાય. ક્રિયાત્મક સેવાથી ભાવાત્મક સેવા સજીવ અને સિદ્ધ રહે છે. ભાવાત્મક સેવા માત્ર પ્રાર્થનામાં જ થઈ શકે છે. એ દૃષ્ટિએ મનુષ્ય માત્રે પ્રાર્થના કરવી એ અનિવાર્ય છે. વાસ્તવિક પ્રાર્થના સંતોષાય છે એ સત્યમાં આસ્થા રાખવાથી, પ્રાર્થના કરનાર સાચી પ્રાર્થના કરી શકે છે. પ્રાર્થના તેની સામે જ કરી શકાય કે જે સમર્થ છે, સદાય છે, સર્વત્ર છે, સર્વના છે તથા અદ્વિતીય છે. અને પ્રાર્થના કરનાર તેજ થઈ શકે છે કે જે પ્રાર્થ્યને સંબંધે, સર્વની સાથે એક્તા હોવાની પ્રતીતિ રાખે છે. જયારે પ્રાર્થના કરનાર, વિશ્વની વ્યથાથી વ્યથિત બને છે ત્યારે તેનામાં પ્રાર્થના થવા લાગે છે, જેમ જેમ પર પીડાથી, માનવ પીડિત થતો જાય છે, તેમ તેમ તેની પ્રાર્થના સજીવ થતી જાય છે અને પછી સેવા, ત્યાગ અનેપ્રેમથી વ્યાપ્ત બની જાય છે, એ દૃષ્ટિએ, પોતાનાં શરણ્યની મહિમાનાં જ્ઞાનથી પ્રભાવિત થઇ માનવમાત્ર બળનો સદુપયોગ તથા વિવેકનો આદર કરવા લાગે, એવી ભાવના પૂર્ણ થવું એ ઘણું આવશ્યક છે. પ્રાર્થના દ્વારા, મનુષ્ય, હરેક પરિસ્થિતિમાં, સર્વોત્કૃષ્ટ સેવા કરી શકે છે; અને ત્યાગ અને પ્રેમ પ્રાપ્ત કરીને, કૃતકૃત્ય બની શકે છે. તેથી વાંચનાર મહાનુભાવો વિચાર કરે કે વિધિપ્રમાણેની અને વાસ્તવિક પ્રાર્થના મનુષ્ય માત્રને માટે. કેટલી આવશ્યક અને મહત્તા ધરાવનારી છે.

જેની અહૈતુકી કૃપા જીવન અને શકિત દેવા વાળી છે અને પવિત્ર કરવાવાળી છે, તેને જો સર્વહિતકારી સદ્ભાવ પૂર્ણ થઇને, બળના સદુપયોગ. વિવેકનો આદર, રાગ દ્વેષની નિવૃત્તિ, અને સેવા, ત્યાગ, પ્રેમની પ્રાપ્તિને માટે, યાચના કરવામાં આવે તો તે યાચના અવશ્ય સંતોષાય. જેની પ્રાર્થના કરવામાં આવે અને જે પ્રાર્થના કરતા હોય તેમાં જરાપણ ભેદ ન-રહે ત્યારેજ પ્રાર્થના સફળ થાય છે. એ ત્યારેજ સંભવે કે જયારે માનવ વિશ્વ અને વિશ્વના પ્રકાશક સાથે એકતાનો ભાવ અપ-

નાવે. એ વૈજ્ઞાનિક સત્ય છે કે જેટલી વસ્તુ સૂક્ષ્મ હોય, તેટલી તેની વ્યાપક્તા વધારે હોય છે. પ્રાર્થના કરનારનું અહમ્ ઘણું સૂક્ષ્મ હોય છે અને સૂક્ષ્મ હોવાથી અત્યંત મોટું છે. જયારે પ્રાર્થી અને પ્રાર્થનામાં ભેદ રહેતો નથી ત્યારે પ્રાર્થના વ્યાપક થઈ જાય છે. અર્થાત્ પ્રત્યેક માનવ વિશ્વ શાંતિના કાર્યમાં સહયોગી સિધ્ધ થાય છે. એ કારણે વાસ્તવિક પ્રાર્થના માનવમાત્રને માટે અનિવાર્ય છે. પ્રાર્થના શ્રમસાધ્ય ઉપાય નથી. કિંતુવ્યથિત હૃદયનો મૂક અવાજ વ્યાપક હોય છે, એ વૈજ્ઞાનિક સત્ય છે. પ્રાર્થના પ્રમાણેનું કાર્ય પણ યથા શક્તિ કરવું જોઇએ. કર્તવ્ય નિષ્ઠ પ્રાણીજ વાસ્તવિક પ્રાર્થી થઇ શકે. કર્તવ્યપાલનની સ્વાધીનતા મનુષ્યને જન્મથીજ પ્રાપ્ત છે. એ કારણે માનવ સમાજ કર્તવ્ય નિષ્ઠ થઇને પ્રાર્થના કરી શકે અને સફળતા પ્રાપ્ત કરી શકે. એ વસ્તુ સ્થિતિ સમજી લેવાને અને અપનાવવાને માટે, પ્રસ્તુત પ્રાર્થનાની રચના થઈ છે.

શબ્દ તત્ત્વ, બીજા સઘળાં તત્ત્વોથી વધારે સૂક્ષ્મ છે. તેથી પ્રાર્થનાની શબ્દાવલીમાં ફેર કરવો નહિ. એ શબ્દાવલીથી જે અર્થ પ્રકાશિત થાય છે, તે અંતરમાં ઉતારવો, તેમાં અવિચળ આસ્થા રાખવી—સફળતા અવશ્ય થવાનીજ છે.

સમાપ્ત

